હાય ભયાનક જંગલ મોટું, ભારે પંક ભરેલ,
વાઘ વરૂ ને વાનર ઝાઝા, એમાં ઠેક મરેલ,
ચોગમ ચોર ફરે છે રે, કાંઈ નહિ જાય કહ્યું, જાવું૦
રાત રહી અંધારી ભારે, કંટક ભાગે પાય;
વરસે મેઘ વીજળી ચમકે, થરથર કંપે કાય
ભૂતાવળ ને ભડકે રે, હડબડ થાય-× હયું, જાવું૦
ગારામાં ખુંચ્યા બે પેંડાં, તૂટયાં જોતર ગાત,
મેલ ફડેડી હેઠા બેઠા, ગાડિ ફગાવે કાગ,
આમાંથી ઉગરવા રે, કરવું કામ કયું ? જાવું૦
ગાડું ખુંચે હું મુંઝાયો, કોય સહાય ન પાસ
વિશ્વેશ્વર વગદા વીશીને નશ્વર થાઉં નિરાશ,
કેશવ હરિ શું સૂતા રે, પ્રભુપદ જાય વહ્યું, જાવું૦

## संसारसागरना तोफानमां पडेली नौका
शार्दूलविक्रीडित.

*ઓડે કેમ કરાય કામણ નથી દેખાય તેનું રહ્યું,
શું થાશે શઢ જાય નાવિક કશું જાણે ન ધારે કહ્યું
આવે છે વરસાદ વાયુ વચમાં શું મૂસનાગ કરે !
હોડી હાથ રહે ન હે હરિ હવે સંસારના સાગરે !
ડોના ખાય સુકાન કામ ન કરે ક્યાં કાંઇ દેખાય છે ?
ખુટયાં સાધન સર્વ ગર્વ ન રહ્યો હૈયું વલોવાય છે,
ચારે કોર ચડી તિમિરઘન ઘણાં નૌકા નમાવે અરે !
હોડી હાથ રહે ન હે હરિ હવે સંસારના સાગરે !
અંધારે અથડાય-ખાડ ખડબા-ટેખી-ઘણો હું ડરૂં,
આ ટાણે કરુણાનિધાન કયાં ત્યાં એકલો શું કરૂં ?
સાથે કોઇ સહાય હાય ન મળે શી રીતથી ઉગરે ?
હોડી હાથ રહે ન હે હરિ હવે સંસારના સાગરે !
પાણીમાં ધન જાય આખર ખરી આ એપ એળે ગઈ
ભૂલ્યો માર્ગ ભનો ભવે ભમતાં ભૂતેશ ભારે થઈ,

× પ્રાસને માટે બીજો શબ્દ ન મળવાથી હૈયું શબ્દને બદલે હયું નાખેલ છે
* સોડ કિનારે
શ્રી કર્તા

દેજો હાથ દયા કરી પ્રથમથી છું આપને આશરે,
હોડી હાથ રહે ન કે હરિ હવે સંસારના સાગરે !

દોહરો

**કેશવ** હરિ છે આપનાં, વ્હાણુ અને તોફાન,
સાચવજો સહુ રીતથી, આપ આપનું માન

## ગોવિંદના ગુણ ગાવાવિષે

રાસડો

ગાઇએ ગાઇએ ગાઇએ રે, ગોવિંદના ગુણને ગાઇએ, ‡
ગુણસાગરના ગુણ ગાવામાં, ન કદિ લેશ લજાઇએ રે, ગોવિંદ૦
શમ-દમ સાધન હાથ કરીને, સ્થિર મનવાળા થાઇએ રે, ગોવિંદ૦
વિનય વિવેક વિચાર સરોવર, નિર્મલ થાવા ન્હાઇએ રે; ગોવિંદ૦
જલને મુલે જીવન વીતે, સમજીને મરમાઇએ રે, ગોવિંદ૦
તન ધન-જન યોવન ક્ષણભંગુર, હાંહાં કેમ ફસાઇએ રે, ગોવિંદ૦
આ મારૂં આ તારૂં એવી, મમતામાં ન મરાઇએ રે, ગોવિંદ૦
મૃગજલ જેવા વિષયો જાણી, ભવમાં નહિ ભરમાઇએ રે; ગોવિંદ૦
જન્મ મરણના ફેરા ફરતા, કાંઇ હવે તો કાઇએ રે; ગોવિંદ૦
અનુભવ થાય નિરંતર તોપણ ધમવા ધૂળ ન ધાઇએ રે, ગોવિંદ૦
હેતેથી હરિના ગુણ ગાતા, ખોટો માર ન ખાઇએ રે ગોવિંદ૦
સમજણ દીધી દીનદયાળે, ફોકટ શીદ ફસાઇએ રે, ગોવિંદ૦
શીતલ નામસુધારસ પીને, પરને પણ તે પાઇએ રે, ગોવિંદ૦
**કેશવ** હરિ જો હોય વસીલો, શુભપદમાંહિ સમાઇ રે, ગોવિંદ૦

## પરમેશ્વરના ભજનવિષે

* સોરઠ

મન ભજ ભાવે ગિરધારીને,—
ગિરધારી કુંજ વિહારીને, મન૦ ટેક
આ તન ઉત્તમ માંડ મળ્યું છે, તે તું સફલ સુધારીને
સમય ગયો પાછો નહિ આવે, અકનિશ વાત વિચારીને, મન૦

‡ દેશ, ભૈરવ, રામગ્રી કાનડો વગેરે રાગમાં ચાલે છે

ભોગવિલાસ ભલા તેં કીધા, પ્રાણ હવે પરવારીને,
વિષવલ્લી વિષયને તજ તુ, વશ રાખું છું વારીને, મન૦
આશાતૃષ્ણાને કર અળગી, વિનય વિવેક વધારીને;
ધર્મ કર્મને પાળ નિરંતર, શુભ ગુણને સંભારીને, મન૦
ભૂલે જે ભગવાન ભજનમાં, હાથ ઘસે તે હારીને;
ધામ ધરા ધનનો મદ મેલી, મોહ મમત્વ વિસારીને, મન૦
શમ દમ સાધન સજ્જ કરી, કામાદિક અરિને મારીને,
ઘટ ઘટ વ્યાપક એક અખંડિત, અંતરમાંહી ઉતારીને, મન૦
અન્ય કલ્પના કામ ન આવે, ખોટી મેલ ખુમારીને;
ઓળખ તુ આ સકલ જગતના, માયાકાર મદારીને, મન૦
ભૂપ ભાગે ગોવિંદ ગદાધર, પાર ઉતારે તારીને;
કેશવ હરિ કલ્પલતા સાચી, માન સદૈવ મુરારીને; મન૦

---

## અમારો રામ

૧

માઢ.

આનંદકંદ અનંત રે, એવો અમારો રામ,
જેના વિના આ લોકમાં, કોનું ન કોઈ કામ ટે૦
પૃથ્વી પાણી તેજ વગેરે, સર્વે એનાં અંગ,
જુદા કેમ પડે તે કો'ને, જલમાં જેમ તરંગ,— રે એવો૦
જ્યાં જોશો ત્યાં પૂર્ણ ભરેલો, પણ તે સ્થુલ ન હોય,
ઝીણામાં ઝીણો છે પોતે, નિરખી ન શકે કોય,— રે એવો૦
કેમે માપ ન થાય કશાથી, માયાતીત મહાન;
બ્રહ્મા ને ભવ જેવા જેનું, નિત્ય ધરે છે ધ્યાન;— રે એવો૦
આંખ વિના દેખે છે સૌને, શ્રવણ કરે નહિ કાન,
નામ રૂપ આ દૃશ્ય બધાનું, નિર્મલ એક નિધાન;— રે એવો૦
વિશ્વ અલૌકિક વૃક્ષ બન્યું છે, પોતે તેનું મૂલ,
આડંબર આરંભ્યો ભારે, પણ નોખો નિર્મૂલ, .. રે એવો૦
મનવાણી નહિ પ્હોંચે પુરા, છે સૌનો આધાર,
સત્તાથી સંભાળી રાખે, બ્રહ્માંડોનો ભાર;— રે એવો૦
પશુ પક્ષી માણુસ સર્વેમાં, પોતે જીવનરૂપ;
દેવોનો પણ દેવ દયાળુ, ભૂપોનો પણ ભૂપ;— રે એવો૦

ભાવ પ્રમાણે દર્શન દેછે, ભક્તજનોને એમ;
રૂપ ધરે છે નાના ભેગ, ઇચ્છા આવે એમ,- રે એવો૦

૨

( માઢ )

પંચભૂતના પિંજરમાં છે પોતે પક્ષીરૂપ,
અજર અમર અવિનાશી અને અગમ્યો એક અરૂપ;- રે એવો૦
અવળા ચાલે એ લોકોને, દે છે દંડ પ્રચંડ,
જાડી રીતે ક્યાહિ જડે નહિ ખોળો સઘળા ખંડ,- રે એવો૦
દૃષ્ટા દર્શન દૃશ્યપણાથી, લાગે છે બહુરૂપ,
તત્ત્વવિચારે નિપુણી જોતા, અને આપ અરૂપ,- રે એવો૦
ઉત્પત્તિ સ્થિતિ લય છે સર્વે, એની ત્રિગુણરૂપ,
આ જગજાલ જમાવી બેઠો, પણ પોતે ચુપચૂપ,- રે એવો૦
બાંધ્યો તે બંધાય ન છૂટે, છોડ્યો નહિ છોડાય,
વેદપુરાણો તત્ત્વવિચારે, જેના ગુણને ગાય- રે એવો૦
પાસે નિત્ય રહે છે પણ તે બોધ વિના છે દૂર,
ભાવે તે રીતેથી ભાળો, ભાઈ બધે ભરપૂર,- રે એવો૦
મર્યાદાનુ મૂળ સ્થાનુ, કાનતણા પણ કાન,
જાગી કલ્પ જતા પણ બીતી, વાદો થાય ન વાગ- રે એવો૦
કેશવ હરિ કે રામ કહો કે, સર્વે તેના નામ,
પોતાના લોકોને પ્રેમે, આપે ઉત્તમ ધામ,- રે એવો૦

## परमेश्वर पासे याचना

( मराठी साखीनी चाल )

સપ જપ સબધ સગામા સતોરે દિન રીતે,
ગમે કરાવ કુશળતાનાળા, સુખ ઉપજે જે રીતે,
ઇશ્વર એ માગુ, હરિ દેતે ચરણે લાગુ

* ચીજ કરી છોડી દેવાથી [illegible] રીતે ગમે તે [illegible] બોલાય છે, અને ચીજ કરીને [illegible] કરવાથી ભજનને રાગે બોલાય છે

પ્રાણીમાત્ર નિહાળુ સુખિયા, કોઈ ન સંકટ પામે
ધર્મકર્મ શુભ આચરણેથી, આ જગતે યશ જામે ઈશ્વર૦
કામ ક્રોધ લોભ લટારા ન લહે મુને લૂંટી
આડધડે અથડાવી અંતે, મલ ન મારે કૂટી, ઈશ્વર૦
મૃગજલ જેવા દૃષ્ટ વિષયમા, મન લલચાય ન મારૂ
અંધ કરે નહિ મુને માયા,-રૂપ અહો અંધારૂ, ઈશ્વર૦
તીણુ સુખ રાખીને નિશદિન હાટે વાટે ઘાટે,
ક્યાહિ દીનતા કરવી ન પડે પેટ પૂરવા માટે; ઈશ્વર૦
અનાયાસથી મોતે મરણુ, કુશળ કુટુંબી મેલી,
મતિ મારી હરિચરણે ચોટે, પ્રાણ ગયાથી પ્હેલી, ઈશ્વર૦
ભેદ મટે મારા અંતરનો, વિનય વિવેક વિચારે,
એવી કેશવ હરિ હેતેથી કરણા કરશો ક્યારે ? ઈશ્વર૦

## હરિરામ હવે હુ હાર્યો.

*ભૈરવી

હરિરામ હવે હુ હાર્યો, કરણાકર કેમ ન તાર્યો ?- રે હરિ૦
આધિ વ્યાધિ ઉપાધિ વધારી ખૂબ સંસારે સાર્યો,
અજ્ઞપણે આશા તૃષ્ણામા મોહ મમ વે મા્યો,- રે હરિ૦
અધવચ આમ મને અથડાવી નિજ સાવ વિસાર્યો-
પણ કેશવ હરિ છો હૈયામા, અન્ય ધણી નથી ધાર્યો - રે હરિ૦

## મન શામાટે ભૂલાવ્યો

ઓધવજીના મહિનાના ઢાળ ?

ભૂલાવ્યો ભગવાન મને શા કારણે ?
શુ કીધુ' તુ મે પૂર્વજન્મમા પાપ જો,
મૂર્ખજનોના અવિવેકથી અંતરે
આજ મને લાગે છે તીખો તાપ જો ભૂલાવ્યો૦
ભૂન ક્રી પ્હેના મેં પગનુ મા ના,
તેપણ છે કરણાકર તારો વા જો

* સોરઠમાં પણ ગવાય છે

નહિ તો ચેતી ચાલત હું ચપલાપતિ,
મન મારૂં થઈ જાતન આવું રાંક જો; ભૂલાવ્યો૦
મેં જાણ્યું જે ઉજ્વલ સઘળું દૂધ છે,
હું જેવો આપો છે આ સંસાર જો,
પણ પોગળ વરતાણું અંતે એ બધું,
એથી લાગે મનમાં સર્વ અસાર જો; ભૂલાવ્યો૦
ભુંડાનો ભુંડો બદલો વળતો નથી,
સારૂં કરવાની છે ટેવ સદાય જો;
શાન્ત વિચાર વચ્ચે સંતાપ થયા કરે,
અંતર અદ્ભૂત રીતિથી ઉભરાય જો. ભૂલાવ્યો૦
દુષ્ટ જનોને કેમ નથી તું દાખતો ?
સજ્જન જનને કેમ દિયે સંતાપ જો;
સર્વાંતર્યામીને એમ ઘટે નહિ,
વિપરીત વળી પડશે તારી છાપ જો; ભૂલાવ્યો૦
રોષ બધો અંતરમાં દાબ સમાય છે,
વિનય વિવેક વિચાર વળી વિસરાય જો;
તોપણ કાલ જવાથી તે ત્રણ છતશે,
ઝીણી નજરે જોતાં એમ જણાય જો; ભૂલાવ્યો૦
જાણું છું તોપણ, આ ખેદ થયાં કરે,
યત્ન કરૂં પણ ચિંતા થાય ન દૂર જો;
શામાટે એવું અંતર મારૂં—કયું ?
કરવું તું સંયમ કરવામાં શૂર જો; ભૂલાવ્યો૦
ભુંડું કરનારાનું થાય ભલે ભલું,
તારી મરજી હોય કરે તું તેમ જો;
પણ ભૂલાવિશમાં પાછો પ્રેમે મને,
કર જોડી માગું છું કેશવ એમ જો; ભૂલાવ્યો૦

## ઈશ્વરશરણ.

### દોહરો.

નાથ ! શરણ હું પડ્યો હવે તમારે, અન્ય ઓથ નથી કંઈ કોઈ મારે;
બુદ્ધિ આપશો સદૈવ દેવ ! જેવી, ક્રિયા સર્વ હું કરી શકીશ તેવી;

ધર્મ-કર્મની ન વાત લેશ જાણુ, માન મૂર્ખતાવડે મમત્વ તાણું,
પાર-પૂજનમા પ્રીતિ મે ન કીધી, કર્મ દોષવડે દુષ્ટ વાટ લીધી
દયાસિંધુ છો ઉદાર ચિત્તવાળા, જાણુતા છતા જપી ન નામમાલા,
પ્રભુ શુ કહુ ! થયા કરે બળાપો, દીનબંધુ કૃપાસિંધુ કષ્ટ કાપો
દુઃખ દૂર થાય એજ ઇષ્ટ માગુ, પ્રેમથી પસારી હાથ પાય લાગુ,
પાપ-પુણ્યના વિચારને વિસારી, હાથ કેશવ હરિ ધરજો પધારી

## ईश्वरकृपानी सतृष्ण अंतःकरणथी याचना

भैरवी चलती.

( કબ હોત પ્રભુ કબ હોત કૃપા ) એ ઢાળ

કરુણાનિધિ ક્યા સંતાઈ ગયા ? દામોદર નિર્દય કેમ થયા ! કરુણા૦
આપવિના આધાર ન મારે, કેમ દયાળુ કરો ન દયા ? કરુણા૦
શરણાગતપાલક છો સાચા; કેશવ કેમ રિસાઈ રહ્યા ? કરુણા૦

## ए दीनानाथ दयाळ नटवर नाथने नमीए अमे

हरिगीत

જેથી સબલ પૃથ્વી પવન જલ તેજ ને આકાશ છે,
મન બુદ્ધિઆદિક વર્ગમા જેનો વિશેષ વિકાસ છે,
ભમતા બધા બ્રહ્માડનો આધાર ભાર ખરો ખમે,
એ દીનનાથ દયાળ નટવર નાથને નમિએ અમે,
રચના બધી આ વિશ્વની જેનો વિચિત્ર વિલાસ છે,
એ વિશ્વની રચનાવિષે જેનો નિરતર વાસ છે,
અંતવિષે આરૂઢ પણ નહિ દષ્ટિએ દેખો તમે,
એ દીનનાથ દયાળ નટવર નાથને નમિએ અમે,
માયાવડે માનેલ જેના નામરૂપ અનેક છે,
વ્યાપક નિરંતર તોય જે નિર્લેપ નિર્ગુણ એક છે;
જપ-તપ અને આરાધને જેને જગત આખુ નમે,
એ દીનનાથ દયાળ નટવર નાથને નમિએ અમે.
પોતેજ દશ્ય વિવર્તરૂપે દષ્ટિએ દેખાય છે,
જે નિરંજન નિર્દોષમા સર્વે પ્રપંચ સમાય છે
-આધિક ગુણો 'ઈદ' જે પોતાવિષે પોતે એમ
એ દીનનાથ દયાળ નટવર નાથને નમિએ અમે.

વાનર કેક તર્યા હરિનામે, ગોપી તરી નજ્જામની રે, હુ તો૦
ભોગ-વિલાસવિષે જે ભટકે, એના અફલ દિનયામિની રે, હુ તો૦
**કેશવ** હરિના ભજનવિનાની, જાયા નકામી હાચામની રે, હુ તો૦

### હવે મારીપર દયા કરો.

દેશ

દીનાનાથ દયાળ, હવે હેતે કરજો દયા રે,
નિર્ગુણાતીત મને તરછોડી, મેડી કયા ગયા રે?—ટેક.
સમજ્યો નહિ હુ સ્વાર્થ સર્યામા, નાથચરણમા ચિત્ત ધર્યામા,
નથી ભર્યા મારામા, દોષ કયા કયા રે?— દીના૦
થાક્યો ભવાટવીમા ભમ્યી, અંતે સાવ રહ્યો છુ અટકી,
મારાથી ગ્યાને કયા છાના રહ્યા રે?— દીના૦
આપવિના આધાર ન મારો, પ્રભુ સંકટથી પાર ઉતારો
સેવકને સભારો, કપટી કાં થયા રે?— દીના૦
કરુણાસાગર કેમ તપાવો, બહુ મઝાણો માર્ગ બનાવો,
**કેશવ** હરિ આવો, સંતાપ ઘણા સહ્યા રે,— દીના૦

### હવે તમને નહિ જવાદઉ

દેશ

અન્તર્યામી કયા જાશો, નહિ જાવા દઉ હરિ રે,
હઠથી હું રાખીશ હવે મન-મંદિરમા ધરી રે—ટેક
મોહન તમને ઘણા મનાવુ, +ઘર મેલીને ન ઘરે જાવુ,
નિર્દય આમ ન થાવુ, પ્રભુ પદ વિસરી રે,— અન્તર્યામી૦
રીઝવવાની રીતિ ન જાણુ, મનગમતી રીતે વરતાણુ:
મન ગભરાણુ, બીજી આશ કરી કરી રે,— અન્તર્યામી૦
જેવો તેવો તોય તમારો, તજવાથી નહિ આવે આરો,
નાથ ઉગારો, રખડયો પેટ ભરી ભરીરે,— અન્તર્યામી૦

---

+ 'ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति' ઇત્યાદિ ગીતાના વચનોથી અહે અંતઃકરણને ઈશ્વરના ઘર તરીકે માન્યુ છે લિ. કર્તા

અંધ થયો હું અહતપણેથી, પાસે છો પણ ન જડયા તેથી,
કેશવ થાકયો એથી, ફોકટ ફરી ફરી રે;— અન્તર્યામી૦

### આર્તપણામાં ઇશ્વરપ્રાર્થના.

રાગ દેશ.

મારી નાવ તમારે હાથે, હરિ સંભાળજો રે.
પ્યારા પોતાનો જાણીને, પ્રભુપદ પાળજો રે.—ટેક.
પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઉભરાતું,
મને હશે શું થાતું, નાથ નિહાળજો રે,— મારી૦
અનાદિ વૈદ્ય આપછો સાચા, કોઈ ઉપાયવિષે નહિ કાચા,
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજો રે;— મારી૦
વિશ્વેશ્વર શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારો ?
મહા મુંઝારો મારો, નટવર ટાળજો રે;— મારી૦
કેશવ હરિ મારું શું થાશે ? ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે,
લાજ તમારી જાશે, ભૂધર ભાળજો રે; મારી૦

### હું તમારે શરણે આવ્યો છું.

રાગ દેશ.

મારા હાથ ધર્યા છે, હેઠા હરિ હું શું કરું રે ?
શરણે આવ્યો છું, કરુણાકર કરશો તે ખરૂં રે.
ક્યાં સંતાયા?કુદુલકરાણી, તરણી નટવર જાય તણાણી,
ભારે હાથ ભરાણી, કઈ રીતે તરું રે ? મારા૦
થતું હશે શું સમજણ ન પડે, ગોતુ પણ માર્ગ મને ન જડે
ભવસાગરનાં દુઃખવડે હૃદયે ડરું રે,— મારા૦
ધરણીધર શું ધાર્યું મારું, ગરણ કરૂંછું નિત્ય તમારું,
અવરું શું અધારું, મરણ વિના મરું રે; મારા૦
સાધન સર્વ ગયાં છે ખૂટી, કપટી કાળે માર્યો કૂટી,
બગડયાની નહિ બુટી, શાકર ક્યાં ઠરું રે ?
અતિ તાપેથી તપી રહ્યો છું બાષ્પકટથી અંધ થયોછું,
ભૂલી ભાન ગયોછું, ધીરજ શું ધરું રે ? મારા૦

અદ્ભુત માયા નાથ તમારી, મન-વાણી નહિ પ્હોંચે મારી,
કેશવ હરિ હારી, ફટકેલ થઈ ફરૂં રે.— માગ૦

### मारी लाज निभावजो
राग देश.

મારી લાજ તમારે હાથે, નાથ નિભાવજો રે;
દીનાનાથ દયાળ દયા, અદ્ભુત દર્શાવજોરે. ટેક૦
સંકટથી સોસાઉં સુરારિ, લેજો અન્તર્યામી ઉગારી,
હવે ગયોછું હારી, બાપ બચાવજો રે;— મારી૦
કર્મ કઠણ માથ મહ બેઠા, હાથ પડ્યા છે હમણાં હેઠા,
પરમેશ્વર ક્યાં પેઠા, પણ પરખાવજો રે;— મારી૦
અહિત અને હિતમાં અણસમજુ, કૃત્યાકૃત્યવિષે શું સમજું ?
ભજું તજું શું ? માધવ માર્ગ બતાવજો રે;— મારી૦
કેશવ હરિ હેતે સંભારૂં, પ્રભુ ! પદ હોય હજી જો પ્યારૂં,
મંગળ કરવા મારૂં, અંગદ આવજો રે;— મારી૦

### प्रार्थना
वैतालीय

વિનવું વિભુ વિશ્વનાપતિ, કરજો નિર્મલ મૂર્ખની મતિ,
હરિ અંતરમાંહિ આવજો, શરણે સેવકને નિભાવજો
નથિ પૂજન-પાઠ મેં કર્યાં, નથિ દુઃખો કદિ દીનનાં હર્યાં;
ધન ધર્મવિષે નથી વર્યું, કપટે કેવલ પેટ મેં ભર્યું
સુખસાધકને ભજ્યા નહી, વિષયોને મનથી તજ્યા નહીં;
બહુ દૂર રહ્યો દગાઇને, શઠ સંસારવિષે સમાઇને
ચડતાં ચડતાં પડાય છે, ચલ સંકલ્પ ઘણાય થાય છે;
મમતા કરતાં મરી ગયો, નરનો જન્મ જડી જતો રહ્યો.
શમને દમ સાંભર્યાં નથી, સુખ માન્યું સુત-વિત્ત-દારથી;
પરમાર્થ વિચાર વિસર્યો, પગ પુણ્યે ભવમાં નથી ભર્યો.
પ્રભુ સુકૃત કાજ આવિઓ, રિપુઓએ ફરતો ફસાવિઓ;
અતિ આધિ ઉપાધિઓ નડે, જલ આવે પલમાંહિ પાંપણે.
મન મોહવડે મુંઝાય છે, ધરતાં ધૈર્ય બધું હરાય છે,

## પ્રાર્થના

શાર્દૂલવિક્રીડિત.

વિશ્વાધાર વિશેષ શાન્તિ ન મળે શું વિનવું આપને,
પૂજું પ્રેમવડે પવિત્ર પણ હું પામ્યા કરૂં તાપને;
રીઝો કેમ કરી તમે તરત તે હું રીતિ જાણું નહી,
તેથી પાત્ર જ આપના પ્રણયનું કાં તો થવાયું નહીં;
આપીને અવતાર ઇશ્વર મને હાસો ન ઠેલી દિઓ,
પોતાના જનને જગત્પતિ હવે ભૂમાં ન ભેળા દિઓ;
મારે ક્યાં શરણે જવું સુખ થવા આધાર શો અન્ય છે
ધાતા ધ્યાન વિષે કશુંય ન ભર્યો એ ધર્મને ધન્ય છે!
ધાયા છો ધરવા ધણીપત કરી પ્રેમે મહા પાપને,
દીનાનાથ દયાળ શું વિષમતા ત્યારે ઘટે આપને?
એવાથી પણ શું અરે અધમ છું કે કાન દેતા નથી?
દુઃખે દીન થઇ ગયો પણ તમે સંભાળ લેતા નથી;
તાર્યો નામવડે અજામિલ મહા પાપી હતો જે ઘણો,
ઉગાર્યો ગજરાજને સહજમાં તેને ગમે તે ગણો;
એવા આજ અસંખ્ય આ અવનિમાં છે દાખલા દેવના,
ત્યારે નિષ્ફલ જાય કેમ કરવી સાચે મને સેવના?
દેખો છો નયણું હજાર મુખ છે શાને નથી બોલતા?
ભારે ભૂધર ભેદ તોય પણ કાં ખાતે નથી ખોલતા!
જ્યારે આ ભવસાગરે ભટકતાં મારે જવું છે મરી,
ત્યારે શું કરવા હવે ગરજ હું રાખું તમારી હરિ?
મારે કામ નથી તમે હઠ કરી નાશી જશો તો ભલે,
મારૂં ચિત્તચકોર આપચરણે રાખીશ બાંધી બલે;
તેમાં કાંઇ ન જોર થાય તમથી સ્વાધીન છું હું હરિ,
દેખી નિર્દય આપને પ્રથમથી મેં ભાગ્ય લીધું ભરી;
પ્હેલાં પૂર્ણ વિચાર કાંઈ ન કર્યો મે હાય હૈયા વિષે,
કે મારી ભવસાગરે ભટકતાં અંતે દશા શી થશે;
કલ્પે કોઈ દિને ન થાય મનનું ધાર્યું અરે પાધરૂં,
ત્યારે હું કરુણાનિધાન સુખનાં તે સાધનો શું કરૂં?

સ્વાર્થથી સુખના નિધાન તમમાં દ્રુ દોષદૃષ્ટિ કરૂં,
જેને આપતણી કૃપા કનિષે તે કેમ માને ખરૂં ?
મોતુ પેટગત્યો વિના ન મનમાં લેશેય તે લાવશો,
માટે કેશવ સર્વ સાર સમજી વારે હવે આવશો

## આ કલિકાલમાં આપવિના કોણ ઉગારે ?

ઇન્દ્રવિજય અને મનહર

ધર્મ ગયો ધણીનસમાહિથી કર્મવિષે મતિ કોણ કરે છે ?
પ્રીતિ ગઈ નયનીતિ ગઈ કુલરીતિ વળી વળમા વિસરે છે;
આશ્રમ વર્ણ થયા વિપરીત ભયાનક આ ભવ આખર ભારે,
આ કલિમાવલિ કરુણાકર આપવિના અહિં કોણ ઉગારે ?
વેષધારી બ્રહ્મચારી સન્યાસી સમહકારી,
સસારીઓ શોક ઉપજાવે એવા થાય છે,
વિદ્વાનો વિકલ અધિકારી અંધ ધૂતી ખાય
કષ્ટ ન કહી શકાય પાપ ઉભરાય છે,
વિદ્યા કલા કુશળતા દૃષ્ટિએ દેખાય નહિ
ચોરી ચુગલાઇ ચારે મેર ચમકાવે છે,
કામ-ક્રોધ-લોભ મોહપાશમાં પડેલા લોક
દોષને દરિદ્રતાથી દુખ ઉપજાવે છે
સેવકનો ગુરભાવ ગયો વનિતા વિપરીત થઈ વિફરે છે,
વૃદ્ધ રહે વહી જાય જુવાન અબુદ્ધપણું બલ-બુદ્ધિ હરે છે,
અન્નવિના ગબડે બહુ રંક બધા સરખા શુભ કોણ વિચારે ?
આ કલિકાલવિષે કરુણાકર આપવિના અહિં કોણ ઉગારે ?
અનાવૃષ્ટિઆદિ ઉતપાત અકળાવે અતિ,
અન્નરસ ધરતી ધરાર ગળી જાય છે,
પૂરૂં અન્ન પાકે નહિ આપવા અનેક કરો,
તેમા મહામારી જેવા રોગ પથરાય છે,
સત્ય તો સમાઈ ગયુ દયા ન દેખાય ક્યાંહિ
સંતોષ કે સુખ સાચુ સોણેય ન આપડે'

ધન ધામ માન જાય બધે અપમાન હાય,
આમ તેમ દોડતાં અકાલે કાલ આપડે.
વર્ણ થયા વિપરીત બધા, અધિકાર ન કોઇ પવિત્ર નિહાળુ,
દભવડે બહુ ડોળ વધ્યો, સુખ શીત અને સરલાઇ ન ભાળુ;
નિર્બલને બલવાન હણે હરિ કેશવ કષ્ટ અનેક પિકારે,
આ કલિકાલવિષે કરુણાકર આપવિના અહિ કોણુ ઉગારે ?

---

## * પ્રભુ ! સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમપને સદ્ધર્મને આપજો

શાર્દૂલવિક્રીડિત

દાખે દેવ અનેક દીન જનને દાડી દયાદષ્ટિએ
જીવાડે સહુને સદા સુખવિશે જે મેઘની વૃષ્ટિએ,
લીલા અદ્દભુત જે કરે જગતમા તે કષ્ટને કાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો
વાણી ઇંદ્રિય ને વળી મન કદી જાણે ન જેની ગતિ,
જેના અદ્દભુત કાર્ય જોઇ નજરે મુઝાય મારી મતિ,
એવા વ્યાપક એક ઈશ્વર સદા સતાપને કાપજો
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો
આપે અતરમા પ્રકાશ સહુને જે નિર્વિકારી રહી,
જેની શક્તિ સદા ચરાચરવિષે સકોચ પામે નહી;
એ વિશ્વેશ્વર શોકરૂપ સહુના કકાસને કાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો.
દીનાનાથ દયાનિધાન સુખના સપૂર્ણ હે સાગર !
ભક્તોના ભય ટાળનાર ભગવાન્ આ દાસના ઠાકર,
હુ છુ દોષભરેલ તોય મનમા દાડી દયા રાખજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો .
જેના તેજવડે પ્રકાશ કરતા સૂર્યાદિ સર્વે અહો,
જે બાજીગર એક આ જગતમા આશ્ચર્ય આપે અહો,

---

* આ કવિતાની એક એક કડી અનુક્રમે સ ૧૯૪૦ થી સ ૧૯૪૭ સુધીના આર્યધર્મ પ્રકાશના મખ્ટપર લખવા માટે રચાએલી છે

તે વિશ્વેશ્વર ચિત્તની ચપલ જે તે ચાપને ચાપજો,
સત્પ્રેમ સુવિચાર સ સમયને સદ્ધર્મને આપજો
જેને જન્મ જરા અને મરણુ કે આવૃત આવે નહી,
જેને નિશ્ચય જ્ઞાન કર્મ ગુણુ કે કોઈ નચાવે નહી,
એવા એક અખંડ દેવ અમને આનંદદાની થજો
સત્પ્રેમ સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો
જાતે જીવનરૂપ આ જગતમા જે ભાવરૂપે ભર્યા,
જેને પ્રાપ્ત થઈ જરા મરણુથી યોગીજનો ઉગર્યા,
પાણીમાહિ તરંગ તેમ મથળે જે માપ્ત દેખાય છે,
સારા આત્મવિચારવાન જનને પ્રત્યક્ષ તે થાયછે

## ससारनी जजाळ अने प्रभुस्तुति

पृथ्वी छद

શરીર પલમા પડ પ્રથમ વાત એ આકરી
પડી પરવશે પ્રભો ! ચતુર તે કર ચાકરી,
ભવાબ્ધિ તરવો તથા કહ્યુ કર્મનો યોગ છે,
વિનાશ કરનાર આ વિષયભોગનો રોગ છે
મમત્વ કરવુ વૃથા ધન ધરા નથી આપણા,
કલત્ર સુત મિત્ર તે પણ સમગ્ર છે તાપણા
મમત્વ તનનુ અતી પણ પડયુ રહે પાછળ
કશા વિષયમા ન કોઈ જનનુ લગારે બળ
ઉપાધિ અતિ આસ્તા અધિક થાયછે આધિઓ,
શરીરદુઃખમા રહે નહિ વળી વધે વ્યાધિયો
સદૈવ મન મૂર્ખ આ ત્રિવિધતાપ આપ્યા કરે,
શિરે પ્રતિદિને પ્રભો ! ત્રિવિધકાલ ટાપ્યા કરે
વિચાર કરતા મને મનવિષે વ્યથા થાયછે
સુપુણ્ય કરવાવિના વય વૃથા વહી જાયછે,
ગમે મનવિષે ન તે પણ પડે નથી પાધર
અહો નરહરિ હવે સુખ થવા કહો શુ કરૂ !
વિવેક મનમાં વસે સુખદ એક સદ્વસ્તુનો
ટળે તરત ભાસતો અસલનો અસદ્વસ્તુનો,

પરંતુ અખિલેશ્વર પ્રણતપાલ વિશ્વંભર !
બને ન તુજની કૃપાવગર તે કશું શંકર !
અનંત હરિકેશવ પ્રભુ કરો કૃપા પ્રેમથી,
ધરૂં ચરણ તો પછી મરણ જન્મ મારે નથી;
સદૈવ સુખરૂપ છું નહિ કશું મને બંધન
કલત્ર સુત સર્વદા સુખદ છે ધરા ને ધન.

## हरि! मने उत्तम मार्ग बतावो.

હરિ વારે આવો, ઉત્તમ માર્ગ બતાવો.
પ્રપંચ આ પ્રકટ્યો શામાટે, ખબર નથી તે પડતી;
અંતવિનાની અદ્ભુત રચના, છે ચડતી ને પડતી; હરિ૰
કયા કરિએ વિશ્વાસ જગતમાં, નિશ્ચય તે નથી થાતો;
શંકાશીલ દશામાં રખડી, જીવ રહે છે જાતો; હરિ૰
પરાધીનતા પલમાં લાગે, સ્વાધીનપણું પલમાં;
અભિમાન અને અધિક દીનતા, જાય બધું તે જલમા, હરિ૰
સજ્જન દુર્જનતણી પરીક્ષા, શી રીતેથી કરવી;
ઓચિંતા ઉત્પાત નડે ત્યાં, ધીરજ ક્યાંથી ધરવી ? હરિ૰
ગુણ–સ્વભાવ સર્વના ન મળે, વર્તન તેવુ તેનુ,
ઇચ્છા પણ અંતરમા તેવી, એ કૌતુક તે કેનુ ? હરિ૰
પુણ્યવડે સુકૃત સુઝે તો વિઘ્નો વિવિધ નડે છે,
અદ્ભુત રીતે ઉદયાસ્તવડે, સર્વે ચડે પડે છે, હરિ૰
એની ગેળે આગળ આવે, આધિ ઉપાધિ વ્યાધિ,
આ સંસારે સાધન શુભના, કોણ શકેછે સાધી ? હરિ૰
કેશવ હરિપદ હાથ ન આવે, કટકી કોકટ કરવું,
નિશદિન ડરવુ આખર મરવુ, અંતે સર્વ વિસરવું; હરિ૰

## हरि! हु हीरो हार्यो छुं

माढ

હીરો આવ્યો તો હાથમા, હાર્યો છું હે હરિ !
કોટી ઉપાય કર્યાં છતા, મળશે ન તે ફરી ટેક

શુ આ પૂર્વ જનમનાં પાપે, કીધો કોપ કેર ?
કે શુ નિર્દય દૈવે આવી, વાળ્યુ જુનુ વેર ?– રે હાર્યો૦
ભૂલ થઇ શુ કાંઇ ભજનમાં, કે કોપ્યા કિરતાર,
જપ તપ ધ્યાન સમાધી સાધન, સુખના મર્મ અપાર,–રે હાર્યો૦
આ સંસાર અસાર અરેરે, વડા વિનય વિચાર;
શુ છે કામ હવે સપતનુ, ધોળાં આ ઘરબાર,– રે હાર્યો૦
સામ સહાય કરો તો સ્વામી, પામુ પદ નિર્વાણ;
કરુણાકર નહિ તો કેશવના, જીવ્યાં બારે વ્હાણ – રે હાર્યો૦

## जीवन निष्फल जाय छे माटे करुणामृतनी याचना

देश

હદ લઇ બેઠા છો હરિરાય હવે હદ થાય છે રે,
જગદીશ્વરજી જન્મ જ્હેનો નિષ્ફલ જાય છે રે ટેક
શો અપરાધ થયો છે સ્વામી, પૂછુ છું પ્રણયે શિરનામી,
અંતર્યામી, અતિ અંતર ઉભરાય છે રે – હદ૦
છે ભગવાન મને ભય ભારે, આપવિના નહિ કોઇ ઉગારે,
આ સંસારે, અધવચ્ચ વ્હાણુ તણાય છે રે,– હદ૦
ઘણા ઘણાની વારે ધાયા, સેવકને શાણે સતાયા,
માધવ નકરો માયા, નયન ભરાય છે રે,– હદ૦
કેશવ હરિ બહુ મ્હેણુ ન થાશો, નિર્દય થઇને દૂર ન જાશો
પ્રિય કરુણા–મૃત પાશો, જીવન જાય છે રે,– હદ૦

## आपविना बीजा कोनी पासे जाउ ?

शास्त्री मराठी चालनी

હરિ ! હુ ક્યાં જાઉ ! સુખિઆ શી રીતે થાઉ ?
તાપે તન– મન નિત્ય તપે છે, દેવ દિશા નહિ દેખુ,
હાનિવડે હડબડતો હાર્યો, લાભનવું શુ લેખુ ? હરિ૦
મામ ન આવે કાંઇ કુશલતા, કર્મણુ મર્મને યોગે

પૂજન-અર્ચનમાં પરમેશ્વર, પ્રીતિ ન રાખી પૂરી,
ધાર્યું થયું નથી ધરણીધર, આશા જાય અધૂરી. હરિ૦
ક્ષમા કરો અપરાધ દયાનિધિ, હું છુ ગાંડો ઘેલો,
ઓથ નથી બીજે આ સમયે, માધવ હાથ ન મેલો,
શરણાગતપાલક પરમેશ્વર, પદ લઈ બેઠો મોટું;
અખિલેશ્વર આ ખરા વખતમાં, ખશી જાઓ તે ખોટું; હરિ૦
રક્ષા કરી ગર્ભમાં મારી કહ્યાવિના પણ આપે,
વિનવતા પણ હવે વિસારો, કયા કલ્પને પાપે, હરિ૦
ઘણા ઘણાની વારે ધાયા, પ્રભુતા ભલી ભજાવી,
મારે શું હું એક પડ્યો કે, દયા નથી દર્શાવી, હરિ૦
કેશવ હરિ હદ થઈ ગઈ છે, પીત તપાસ્યું પૂરૂં;
નહિ રીઝો તો ઈશ્વર મારૂં, રે'શે બધું અધૂરૂં, હરિ૦

## માધવમેઘપ્રતિ ચાતકની પ્રાર્થના

સારંગ

હે માધવમેઘ, કેમ હજી આ ચાતકને તરસાવો ?
અતિ તાપ પડે, કરુણાવારિ હવે હેતે વરસાવો.
ચોતરફ પવન ઉના ફૂંકે, આ તન મન કંઠસહિત સુકે,
અતિ કંઠણ થયા છો કાંઈ ચુકે ? હે માધવમેઘ૦
વરસ્યાનો જાય સમય વીતી, એ નાથ નથી ઉત્તમ રીતિ,
ભનપણુ કરવામાં શી બીતી, હે માધવમેઘ૦
બીજે બહુરૂપ બની ગાજે આ લાયક ઠેકાણે લાજે,
નિજ ધર્મ વિચારો તો ધાજે—હે માધવમેઘ૦
કેશવ હરિ ! ચિત્ત તમારામાં તમવડિયે સુખ સુત-દારામાં,
નહિ બોધ કશોય વિચારામાં, હે માધવમેઘ૦

## તમારા દીનદાસને કેમ વિસારો છો ?

હોરી

હરિ હું દીનદાસ તમારો, કરુણાકર કેમ વિસારો ? હરિ૦
અર્વાન્તર થઇ ક્યાં સતાયા આપવિના નથી આરો

ભયકારક આ ભવસાગરમા, બહુ અથડાઉં બિચારો,
કેમેય ન દેખુ કિનારો,— હરિ૦
ઉત્તમ નૌકા નરતન આવ્યુ, પણ નાવિક નહિ સારો;
શી રીતે પ્રભુ પાર પામશો, હરકત થાય હજારો;
એમાં અપરાધ ન મારો — હરિ૦
તાર્યો જેમ તમે ગજપતિને, તેમ મને પણ તારો,
આશાતૃષ્ણા-મમતામગરે, પકડ્યો છે પરનારો,
પેખો પણ કા ન પધારો ? હરિ૦
લાગ્યો છે વડવાનળ ચોગમ, હે નિકટ ગ્રટ હારો,
શરણાગત પાલક પણ રાખી કેશવ હરિ કર ધારો,
એવી વિપરીત વિચારો, હરિ૦

---

પરમેશ્વરપ્રતિ પત્ર

સ્વસ્તિ ! શ્રીપરમાનંદધામ, નિગમનિવાસી રે,
ત્રિગુણાલય વિશ્વવિરામ, વિચિત્રવિલાસી રે,
પ્રિય પૂજન કરવા યોગ્ય, પરમસુખકારી રે,
મનમોહન નીતિનિકુંજ, હૃદયદુખહારી રે
ઓગણીશસો બાવન સાલ, અખંડિત આજે રે
મિતિ શુદ્ધ અષાઢી બીજ સોમની સાંજે રે
લખુ કેશવ કાગળ એક, અંતરીયાળ તમને રે
વાંચો આગળ દીનદયાળ, નયન દશ નમને રે,
લખવાની હશે શી રીત, ન જાણુ જાતે રે,
સાર સમજી ન લેશો દોષ વૃથા કોઈ વાતે રે,
અહિં કુશળ સમગ્ર કુટુંબ, તમારે પ્રતાપે રે,
માત-તાત સહોદર સર્વ, સદા સુખ આપે રે,
પચરંગી તમારૂં રૂપ, જગત આ જોઈ રે;
યશ નિર્મળ સુણતા ચેત, ગયુ મન મોહી રે
પૂર્વજન્મ તણો સત્કાર, ઉદય થઈ આવ્યો રે,
પ્રભુ પાનક એજે પ્રેમ, પરમ પ્રકટાવ્યો રે

વિશ્વરૂપપરમ પ્રતિબિંબ, અલૌકિક આવુ રે,
શુદ્ધરૂપવિષે સંદેહ, લગારે ન લાવું રે
અતિ અદ્ભુત ને બહુરૂપ, અનેક પ્રકારે રે,
કહે અવયવ, ઇંદ્રિય, રૂપ, ઘણાં છે તમારે રે.
લઘુ–ગુરુ નિર્ગુણું ગુણવાન, કહ્યા છે અનેકે રે,
ઓચરે વળી કોઇ અપંગ, અવયવ નહિ એકે રે
સ્થુલ સૂક્ષ્મ કહેછે કોઈ, શૂન્ય સમજાવે રે,
તેમ તેમ તમારા માહિ, અધિક ભાર આવે રે
મન મળવા ઘણુ અકળાય, મહારાજ મારૂં રે;
થાશે દર્શન ક્યારે દેવ ! મને તે તમારૂ રે
આપવગર ગમે ન જરાય, જગત શૂન્ય જેવુ રે;
થાય અંતરમા પરિતાપ, અધિક શુ કહેવુ રે
તમે ક્યા ને પડ્યો હુ આહિં, ઘણુ છે છેટુ રે,
કોય કર્મ કઠણુ આ કાળ કહો કેમ ભેટું રે ?
વિદ્યા વિનય વિચાર વિહીન, વસુ દૂર દેશે રે,
રહુ વિહ્વલ વિકલ સમાન, વિરાગી વેશે રે,
પ્રાણદાયક પુણ્યપવિત્ર, નયનના તારા રે
ક્ષેમકુશલ તમારે હાથ, મુકુટમણિ મારારે
મન મળવા થયુ તૈયાર, અનેક ઉચાટે રે,
માગી લીધી મજાની વ્હેલ, ઘટિત બહુ ઘાટે રે,
પ્હોચવાને તમારી પાસ, પરમપથ લીધો રે,
સમજીને સદા સુખરૂપ, સરલ ને સીધો રે
હાકનાર મળ્યો હરજૂડ, બળદ બલવાળા રે,
આમ તેમ તણાવી જાય મહાહઠવાળારે
* લખ્યુ હોય લલાટે દુખ મળે સુખ શાથી રે;
પ્રભુ ! ભાગ્યમા હોય વિયોગ, મળાય તે ક્યાથી રે ?
મારાં મ્હણુ કરમથી આજ, ઘણુ કષ્ટ વેઠુ રે,
આતો ઓકડુ કાઢતા જેમ, ઉટીયુ પેઠુ રે,
થાક્યા બળદ થયા બલહીન, રહે છે અટકી રે,
વળી શિથિલ થઇ છે વ્હેલ, ભવે બહુ ભટકી રે,

તૂટી જાયછે જોનર રાશ, ખશી જાત ખીના રે,
હરિ ! હાય હવે થઈ જાત, બધા બધરીના રે,
ચડી આ પો વચ્ચે વરસાદ, કાયને ચોજે રે,
ભય થાય ઘણો ભગવાન, ભાગને ભોગે રે
વાગે કાગ ફરેછે ચોર, બીક બહુ મનમા રે,
ગ્બડાવે તમારો રાગ, વિકટ ભવનમા રે
વાટ વામી જવાનુ દૂર, કમ પ્હોચાશે રે ?
શ્યામસુદર પૂર્ણકૃપાન, હવે શુ થાશે રે ?
મારી દીનદશાની વાત, તમે કમ જાણો રે
નિજરૂપવિષે રગીઆત, મહાસુખ માણો રે
નિજજન હિત કરવા કાજ, દયાનત દોડા રે
કયા કારણથી એ રીત, હવે હરિ તોડો રે
કરૂ પ્હોચવા કાજ પ્રયત્ન, વિવેક વિચારે રે,
પ્રાણાધાર ઉતરવુ પાર, નથી હાથ મારે રે
ભલે આપણ બેય સમાન, વદે લોક વાણી રે,
પણ આપ વડા હુ અલ્પ, કરૂ શુ વખાણી રે
આપ પાથરી બેઠા પ્રપચ, ન સાભરે એથી રે,
ગ્બે ભૂલી જતા ભગવાન તપુ છું તેથી રે
રહ્યા હો જો તમે ઘરમાહિ, રહો શીદ છાના રે,
એમ જાણી અજાણ્યો આમ થયો તો રવાના રે
રહી જાઉ દીનદયાળ, અતરીયાળ આહિ રે,
એમા મારો નથી અપરાધ, અતર્યામી માહ રે
પ્રેમપાત્ર રહ્યા છો આપ, હૃદયમા મારા રે,
પ્રાણ જાય ભલે પણ પ્રાણ, નથી લેશ ન્યારા રે.
બીજા જન્મવિષે પણ નાથ ! મને છે મળવુ રે
સુખસાગર સોગન ખાઉ, પાછુ નથી વળવુ રે
આપ છોડી દિઓ કદિ છેક, કેમ છોડુ રે,
ચોપે ચરણકમળમાં કાન્ત, ચપલ ચિત્ત ચોડુ રે
ગતિ આપ વિના નથી અન્ય, કદિ કયાહિ મારી રે,
છબી અતરમાહિ સદાય, રમેછે તમારી રે

હું તો માગી લઉં સુખ સર્વ, તમારે નામે રે,
એમ આપ રહો બનતત તમારે ધામે રે,
પણ એમ ન આવે ચિત્ત, અનાદર કરવા રે,
પરમેશ્વર કેમ ન હોય, પ્રાણની પરવા રે?
ભૂલ્યો હોઉં કદિ ભગવાન, ક્ષમા કરી ભજજો રે,
વિશ્વનાથ! હવે હદ થાય, વારે ઝટ વળજો રે
હરકેશવ કોટિ પ્રણામ તમારે ચરણે રે,
ટાળો સેવકના સંતાપ, આવ્યો શરણે રે

---

## આવા પરમેશ્વરને ભજો

લાવણી

પરમેશ્વર પરમાનંદ સદા સુખકર્તા,
નિર્ગુણ નિર્લેપ પવિત્ર ભુવનના ભર્તા
શરણાગતપાલક એક દીનના બંધુ,
ઘટઘટમાં વ્યાપ- પૂર્ણ કૃપામૃતસિંધુ
સમદૃષ્ટિવડે પ્રેમથી પ્રજાને પાળે,
સુખ-દુઃખવિધિ સર્વને વળી સંભાળે,
નહિ દૃષ્ટિવડે દેખાય અગોચર એ છે
અદ્ભુત લીલા એમની વિચિત્ર દિસે છે
વળિ વિવિધ ધરે અવતાર અકળ ગતિ એની
આ અસ્તિ ભાતિ ને પ્રિય સત્તા છે તેની,
સદ્રૂપ અનંત અપાર અખંડિત પોતે
તેનેજ યોગીજન સદા હૃદયમાં ગોતે
આ સર્વ તંત્ર ચાલે છે તેના બળમાં
પ્રકટાવે રચના નવી નવી પળપળમાં
સર્વે સુર મુનિ નર નાગ પગે લાગે છે,
શુભ અશુભ કર્મ જોનાર એજ જાગે છે
આ પૃથ્વી પાણી તેજ પવન આકાશે,
દેખાતા વિવિધ પ્રકાર અને દેખાશે;

## मनने बोध

शार्दूलविक्रिडित

વ્હાલા ચિત્ત ચતુર થૈ ભવનિધે કાં ભટકી મા મરે ?
શાને શોક અરણ્યમાં નિશદિને નિશ્વાસ ખાતું ફરે ?
શાને શાન્ત થઈ અતિ સરસ સાચા પંથને ના ચહે ?
શાને કર્મ અનેક નેક કરતાં દાઝી નકીને દહે ?

वसततिल्का

ચિત્ત વિચાર કયમ મુરખ ના જરાયે ?
કાં દુખભર્યા કુકર્મ વિષે પલાયે ?
જો તું વિવેકથકિ આંખ જરા ઉઘાડી
જો લાભ લોભ કરિ આ જગમાહિ દાઝી

शार्दूलविक्रिडित

રે જે શાન્ત ખરી સ્વભાવ સહુની સાથે સજી સંપને
તેજે લાભ અનેક એક પલમાં લાવી જરા જંપને
પીડા પિંડતણી બધી પરહરી આશા હરીની ધરી,
માયાની મદિરા તણા મદવિષે ઘેલો ન જા તું જરી

---

## नहि अस्त—उदय मटवानो

होरी

નહિ અસ્ત-ઉદય મટવાનો હર્ષ-શોક પછી હોય શાનો ?—નહિ૦
પુણ્યશ્લોક નળરાયજી જેવા યશ જે નરોનો ગવાણો,
કલિએ કટાક્ષ કરી દુઃખ દીધું લીધી પછી ખુબ લાણો,
કુટિલ કળિયુગ તો હણાણો,— નહિ૦
શ્રીરામચન્દ્રે ચૌદ વરસનો વેઠયો વિયોગ પ્રજાનો
લંકેશને રણજંગમાં રોળ્યો ઉત્તમ આ તો જમાનો
ત્યારે મળ્યો સુખનો જમાનો — નહિ૦
ધર્મધુરંધર ધર્મ સરીખા એને ન હાથ જમાનો
તે પણ અસ્ત-ઉદયને પામ્યા કડકો થયને ખરાનો
પીધો સ્વાદ સુખના ઝરાનો,— નહિ૦

સત્યનું રૂપ હરિશ્ચન્દ્ર રાજા, ભય નહિ જેને જરાનો;
તેણે અતિ દુઃખ વેઠ્યું જગતમાં, ઉદય થયો જો દશાનો;
પછી રહ્યો તોટો કશાનો ?— નહિ૦
બીક કશી નહિ રાખવી મનમાં; વિપદ નથી ડરવાનો;
નિત્ય સદાચારમાં પ્રીત રાખી, મન મન ઠરવાનો;
સદા યશ શુભ કરવાનો,— નહિ૦
દુઃખ પડે શિરપર ભલે ભારો, તોએ પ્રભુને ભજવાનો;
ભાવ ધરો ભવસાગર તરવા, સંગ વિષયવાસનાનો;
તજી સુખ પામો જુવાનો;— નહિ૦
નિત્ય પ્રયાસ કરો સહુ કોડે, પુણ્યને પથે ગયાનો;
દીન અને દુઃખ પામતા ઉપર, રાખવો ભાવ દયાનો;
કેશવ પ્રભુ રાજી થવાનો;— નહિ૦

---

## એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.

હરિગીત

સુખ માનિએ જેને વિષે તે દુઃખદાયક થાયછે,
તેમજ જણાતાં દુઃખદાયકથી સદા સુખ થાયછે,
પણ છે નહીં સુખ લેશ પણ પશુ-પક્ષિ કે નરનારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને
ગુણિજન ઘણા ગુંચાઇને ગોથાં ઘણાં ખાતા ગયા,
સુખિઆ જણાતા જે જનો તે દૈવથી દુખિઆ થયા,
મુનિવર મરીખૂટ્યા બધા પામ્યા નથી પણ પારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને
સંબંધ સાચો હોય પણ પૈસાવિના કાચો ઠરે,
આ ઠાઠમાઠ નજરવડે દેખાય તે જુઠો ઠરે,
લૂટે લફંગા લોક પરધન-ધામ ને પરદારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને
ચાડી અને ચુગલાઈ ચારે કોરથી ચમકાવતી,
લુચ્ચાઈ ને લોડાઈ ભાંડ ભવાઇ પણ ભડકાવતી,
સમજે નહિ જન કોઇ પણ નિજ કર્મ કે આચારને,

એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને.
આશા અને તૃષ્ણા નદીમાં લોક ગળકા ખાયછે
મદ મોહ કામ-ક્રોધ તેમજ લોભથી લૂટાયછે,
સમજણવિના માથે વહે પંડિતપણાના ભારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને
આ હું અને આ આપનું એવું મમત્વ ટળે નહી,
આ જન્મની જડતાતણી પણ ગાંઠ લેશ ગળે નહી,
છે દુઃખ સરખાં સર્વને નોકર અને સરદારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને
પૂર્વે કરેલા કર્મથી બહુ જંતુઓ જન્મે મરે,
આધિ ઉપાધિ વ્યાધિઓ આવી પડી પીડ્યા કરે
મરવું અરે મેની સગા સંબંધિ ને ઘરબારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને
સુખમા સહાય કરે બધા પણ દૂર દુઃખે જાયછે,
પારીરના પણ પેટ માટે કપટ કૂડાં થાયછે,
આવ્યો ન મેને કાળ પણ દુખિયા અને દરબારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને
ક્ષણમાં જનારો દેહ છે તેની ખબર પડતી નથી,
નાના અને મોટાતણી તે વાતમા ગણતી નથી,
મનની બધી મનમા રહેછે મોતથી મગ્નારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને
જૂઠી બધી જંજાળ તે સારી સદા સમજાયછે,
સંબંધિઓ ને સ્નેહિઓ તે સ્વાર્થથી વશ થાયછે,
ભૂને ભટકતા ભાળિએ ભૂમા ભગ્ન ભણનારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને
વર્ણો વિનાશ થતા ગયા જાતિ ક્યાંથી નહિ જાણિએ,
મરજી પ્રમાણે મૂર્ખ ને પંડિત મગજથી માણિએ,
જુગતે નથી પણ જાણતા આહાર કે વિહારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સંસારને
આસ્થા નથી ઇશ્વરવિષે ભાવે ભજન કરતા નથી,

કરતાં નઠારા કામ કરથી હૃદયમા ડરતા નથી
કરતા નથી ઉદ્યમ કશો મળવા જગતકર્તારને,
એ કારણે ધિક્કાર છે નિસ્સાર આ સસારને

## મન જો બને તે માન તુ સુખરૂપ આ સસારમા

હરિગીત

ઈશ્વરતણી ને કાનની અકલિત કળા ન કળાય તે,
જાણે નહી જન કોઇ પણ જન્માય તેમ મરાય તે,
જોઇલે જા તુ સમ્ન સુખના ધામ જગદાધારમા,
મન જો બને તે માન તુ સુખરૂપ આ સસારમા
આવી પડેછે આધિઓ આ અગમા અત્યત જે,
કાને કરીને પામશે અવધિ થવાની અત તે
સરખા સ્થા છે પ્રાણિઓ ઇશ્વર તણા દરબારમા,
મન જો બને તે માન તુ સુખરૂપ આ સસારમા
અગણિત ઉપાધિ વ્યાધિઓ પ્રારબ્ધથી આવી પડે,
કુન સ્પર કરનાર નાદારો કદિ આવી નડે,
આનદ કે મદિ શોકથી ડરવુ નહી ઘરબારમા
મન જો બને તે માન તુ સુખરૂપ આ સસારમા
લક્ષ્મીતણી બહુ હેરમા સુખ સર્વ સાગ સાપડે,
કે કનેશ ને કકાશ થાર ભરાય પાણી પાપણે
સુખ દુઃખની વાતો વિશે લાવવી ન વિચારમા,
મન જો બને તે માન તુ સુખરૂપ આ સસારમા
તારૂ નથી તનમાર આ જૂઠો સકળ સસાર છે,
ભાવે પ્રભુ ભજવા નિરતર એજ કેવલ સાર છે,
શુભ શાસ્ત્રના સત્સગથી પરમાર્થ કે વ્યવહારમા,
મન જો બને તે માન તુ સુખરૂપ આ સસારમા
પ્રારબ્ધ સચિત ક્રિયમાણ અનેક કર્મો જે હશે,
તેના પ્રમાણે સર્વ ફલ આ લોકમા મળતા જશે,
સઘળો તજીને શોક ધર તુ ધ્યાન નિજ કરતારમા
મન જો બને તે માન તુ સુખરૂપ આ સસારમા

શું શોક કરવાથી થશે ફલ તે વિચારી જો જરા,
શાને વૃથા વીતાડ બાલકપણ જુવાની ને જરા;
નિજ પોત નહિ પરખાય તેવું નિત્ય રે'વું ભારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
સંસાર સ્વમારૂપ છે પલની ખબર પડતી નથી,
આ ઉંચ કે આ નીચ એવી કાવને ગણતી નથી;
સંતોષ રાખીને રહે આહાર નેમ વિહારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
સુખદુઃખ તારા માનવાથી થાય છે તુજને ખરે,
એ વાત તું તત્ત્વે કરી અંતર વિચારી જો અરે;
સમભાવ રાખીને રહે તું છતમાં ને હારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
ઇશ્વરતણા અવતાર પણ ડૂબી ગયા છે દુઃખમાં,
યમ-નિયમના કરનાર પણ ભટક્યા કર્યા છે ભૂખમાં;
તે પણ ગયા રમતા સદા જે અલખના દરબારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
તૃણપણ હલાવવું કદિ પણ આપણા કરમાં નથી,
ઇશ્વર કરે તે થાય છે મન મનવિષે જોજે મથી;
મિથ્યા અરે મુંઝાય શું સંતાપરૂપ વિચારમાં?
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
મિષ્ટાન્ન પાન મળે ભલે અથવા ન પાણી પણ જડે,
મળે શરીર પલંગમાં અથવા ભલે ભૂપર પડે;
સરખી નજરનું થા સદા બુરજ અને ભંડારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
રાજા પ્રજા આદિક બધાને કાલ ગલતો જાય છે,
મરતાં જતાં જોવાય તેમજ જન્મતાં પણ જાયછે;
સમજી જવો સંસારને ઘટમાલના આકારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
ઐક્ય વાતે વિશ્વમાં નિશ્ચય કશો થાતો નથી,
સંશય મહાવિદ્વાનનો સમજ્યાવિના જાતો નથી;

શુભ લાભ કે તોટો ગમે તે થાયછે વ્યાપારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
પ્હેર્યાં સુશોભિત વસ્ત્ર કે ધાર્યાં ઘરેણાં ઘાટથી,
માણ્યા મજા ગાદી અને તકિયા હીંડોળાખાટથી;
અથવા કદી આવી ગયા મર ખડગની ખર ધારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.
કરવો પડે વનવાસ તેમાં ત્રાસ તનને ઉપજે,
વિનયે વિવેકે તે બધું કરવું સહન ચુપચૂપ ને;
મોંઘું મહા માનવશરીર પડી જશે પલવારમાં,
મન જે બને તે માન તું સુખરૂપ આ સંસારમાં.

---

## गई पल न पाछी सांपडे ए कालनो निश्चय खरो.

हरिगीत.

નિદ્રા અને આળસ તજી જોતા નથી કાં જાગિને ?
સંતાઇ જાશો ક્યાં કહો યમદૂત આગળ ભાગિને ?
નિર્ભય થવા મન હોય તો કલ્યાણનું સાધન કરો,
ગઇ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
બ્હોળા બગીચા બંગલાના ઠાઠ કાંઇ ન કામના,
ઉપકારનાં કામો કરીને અચલ રાખો નામના;
સંસારના વિષયો વડા વિષધર ગણી તેથી ડરો,
ગઇ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો
ધન ધામ ને ધરણીતણી મનમાં કરો છો કામના,
ગુણ કોઈ દી ગાયા ન અંતરમાં રહેલા રામના;
માયાતણા મદથી મદી શું ફાંકડા થઇને ફરો ?
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
કોને ખબર છે કાલની ક્ષણમાં જનારો દેહ છે
એ સિદ્ધ વાતવિષે તમોને આજ શો સંદેહ છે ?
માટે પરમ સુખ પામવાનાં કાર્ય કોડે આદરો,
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.

સંસારને તરવા શરીર અમૂલ્ય એમજ વ્હાણ છે,
અધિકાર તેમાં આપણો ને મનની પાસ સુકાન છે,
શુભ ચાટે લઇ એ વ્હાણથી સંસારનો સાગર તરો
ગઇ પળ ન પાછી સાંપડે એ કાનનો નિશ્ચય ખરો,
કલ્યાણના ને ઉદયના સાધન સમગ્ર તયાર છે,
હાથે ચડ્યો હીરો ખુવે તે મૂર્ખના સરદાર છે,
અંધા થઇ અમૃત નિસારી ઝેર શાને મધરો ?
ગઇ પળ ન પાછી સાંપડે એ માનનો નિશ્ચય ખરો
બાળકપણું રમતે ગયું ને તરુણના તરુણીવિષે
વૃદ્ધત્વ આવ્યું આગળે આવે ન તે અંતરવિષે,
સારૂં થયું જાગ્યા હજી તો શ્રેયપથે સંચરો,
ગઇ પળ ન પાછી સાંપડે એ કાનનો નિશ્ચય ખરો
વય જાયછે દહાડું વહી અવતાર નિષ્ફળ થાય છે,
ભુંડી મોતું તજીને સાન વૃદ્ધ ધમાય છે,
એ વાત અંતરમાં વિચારી દુષ્ટ દુર્ગુણથી ડરો
ગઇ પળ ન પાછી સાંપડે એ એ કાનનો નિશ્ચય ખરો
જાગ્રત થયા ત્યાંથી પ્રભાત સદૈવ એમ વિચારિએ
ચૂકયા કદી ચૂકે ફરી અવસર ન તે સંભારિએ
શુભ જ્ઞાન સંપાદન કરીને ધ્યાનમાં પ્રભુપદ ધરો
ગઇ પળ ન પાછી સાંપડે એ માનનો નિશ્ચય ખરો
સંમાર્ગના શત્રુ સદા મદ મોહ મત્સર કામ ને,
લેવા ન દે વળી લોભ ક્રોધ પ્રભુપદે વિશ્રામને,
શમ-દમ અને નિયમે કરીને તરત તેનું બળ હરો
ગઇ પળ ન પાછી સાંપડે એ કાળનો નિશ્ચય ખરો
સાથે ન આવે કોઇપણ એ વાત સાવ પ્રસિદ્ધ છે,
ખાધું અને દીધું કરેથી આપણું તે સિદ્ધ છે
ન રેજ ધન સન્માર્ગમાં વિનયે કરીને વાવરો
ગઇ પળ ન પાછી સાંપડે એ કાળનો નિશ્ચય ખરો
હું ખાનપાનવિષે ખુવાર થઇ લાઠા ખેલમાં
રતા રહી સુખિયા થવાય પડયું નથી તે રહેનમાં

નિજ દેશના કલ્યાણમાં જીવન ભલે અર્પી મરો !
ગઇ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
પરધન અને પરધામને નિન્દા પરાઈ પરહરો,
સુખદુઃખ સહુને થાય છે કાં દીનતા દિલમાં ભરો ?
આશીષ લેવા અન્યની સર્વે વિભૂતિ વાપરો,
ગઈ પલ ન પાછી સાંપડે એ કાલનો નિશ્ચય ખરો.
હુન્નરકલામાં કુશલ થાતાં ચંપ રાખી સર્વમાં
અતિ ઉદયનાં કાર્યો કરી ન તણાઇ જાતાં ગર્વમાં;
નિજ નિકટનાં સંબધિને નિજ દેશને ટારી ઠરો,
ગઇ પલ સફલ આણા કરો રાખી હૃદય નિશ્ચય ખરો.

---

## जन जाण यौवन जाय छे धन जाय छे तन जाय छे.

હરિગીત.

દીર્ઘ કરોડો દામ માનવ દેહ આ મળતો નથી.
તે પણ વૃથા કેંવાય જો હરિચરણમાં હળતો નથી;
રાચી રહે અંતરવિષે શું રામ રટતાં થાય છે ?
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે.
લલચાય શું વિષયોતણા સુખમાં સદા મમજુ થઈ ?
વિદ્યા વિવેક વિનય ગયાં ક્યાં બુદ્ધિ સારી ક્યા ગઈ ?
જાણી કરીને કેમ તું આ માર ખોટો ખાય છે ?
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે.
કલ્યાણકારક કામ કરવા હોય તે લેને કરી,
સુખકર સમય આવો તને તે ક્યાં થકી મળશે ફરી ?
ઉન્મત્ત થઇને શું ફરે તું શું જગતનો રાય છે ?
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે.
તારૂં નથી તલભાર આ સઘળું સદા જનાર છે,
ઉપકાર કરવો અન્યનો સંસારનો એ સાર છે;
બહુ ગાગરગર્વિષે વિષયનાં ગીત શું તુ ગાય છે ?
જન જાણ યૌવન જાય છે ધન જાય છે તન જાય છે
હીરો ચડ્યો છે હાથ તે અવિચારમાં તુ હારમા,
શોધી ગ્રહણ કર સાવ સાચો માર્ગ આ સંસારમા;

સારું કર્યે સારૂ નઠારેથી નઠારૂ થાયછે,
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે
ભણવુ કદી જો હોય તો ભાવે ભણી લે સર્વ તુ,
ધન જન અને યૌવનતણો મિથ્યા તજીને ગર્વ તુ,
આળસનડે શુ ઉંઘતા ખાલી બગાસા ખાયછે ?
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે
આ હુ અને આ આપણુ એવુ મમત્વ ન રાખવુ,
સસારના સબધનુ સહુને સરસ સુખ આપવુ,
મન મત્ત છે તેને વળી પ્રિય વિષયવિષ શુ પાયછે ?
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે
સાચુ સદા વદિએ દયા બહુ દીનજનપર રાખિએ,
અપરાધ અજ્ઞ જનો કરે તે સહનતાથી સાખિએ
વિપરીત વાયુ વાય તો મનની મને રહિ જાયછે,
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે
શમ-દમ તણી સાકલવડે મન મત્ત હાથી બાધવો,
વિશ્વેશની સાથે સદા સબધ સાચો સાધવો
કોના ધરા ધન ધામ ને આ અચન કોની કાયછે ?
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે
મન-વચન કે કર્મે કદી હિસા ન કરવી કોઇની,
દેવુ સદા દેવાય ત આશા ન કરવી કોઈની
ધન-જન કરે શુ ધૂળ ? વયને માન ગળતો જાયછે,
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે
શાને ભભાઈ ભેદ રાખે ભૂતપ્રાણિ જનતમા,
ઈશ્વરતણી રચનાવિષે સરખા બધા સહુ વાતમા
નિજ ધર્મ કર્મ પળાય તેને પાળતા શુ થાયછે ?
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે
આસ્થા ખરી અતરથકી અળગી કદી કરવી નહી
પર ધન અને પરધામમાં માઠી નજર ધરવી નહી,
સરસા ની ઘટમાન નિત્ય ભગવાને દેખાય છે
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે

સંસારના વ્યવહારથી પરમાર્થ પૂરો સાધવો,
હરિચરણમા ને પુણ્યમા તો પ્રેમ પૂરો રાખવો,
આગ નહારા કર્મ છેવટમા સદૈવ સહાય છે,
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે
તજ કૂડકપટ કહુ તને મદમોહ મેલી દે પરા,
કોરે કરી દે ક્રોધ મત્સર કામ કપટી આકરા,
મોતુ સરસ મેલી વૃથા શુ ધૂળ ધમના ધાયછે?
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે
કરવુ કશુ જે હોય તે આજે કરી લે કોડથી,
તુ હારમા હીરો થયો છે હાથ તેને હોડથી,
જલ જાન્હવીનુ જતુ મેલી નરકમા શુ ન્હાયછે?
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે
ગુરુજન અને અતિથિ પ્રથમ પૂજા ઘટેછે પામવા,
છલ કપટથી ભરપૂર પાખડો વિશેષે વામવા,
સત્સગ શ્રેષ્ઠ ન હોય તો આ જન્મ ફોકટ જાયછે,
જન જાણ યૌવન જાયછે ધન જાયછે તન જાયછે

---

**फल ए पापतणा प्रमाणीए**

उपजाति

વ્યથમા દિનરાત જાયછે, ક્ષણમા યોગ-વિયોગ થાયછે,
બહુ નેત્ર ભરાય પાણિએ ફલ એ પાપતણા પ્રમાણિએ
ન વિવેક વિચાર સાભરે, અતિ અત કરણે બળ્યા કરે,
અપશબ્દ વદાય વાણિએ, ફલ એ પાપતણા પ્રમાણિએ
અતિ આધિ ઉપાધિઓ પડે, ન ગમે કાઈ વિપત્તિઓ નડે,
સુખ થાય ન કાઈ કાણિએ, ફલ એ પાપતણા પ્રમાણિએ,
રમવુ જમવુ ગમે અતી, વળિ વિદ્યા ભણવી ગમે નહી,
૧ઙ કાશ પડે કમાણિએ ફલ એ પાપતણા પ્રમાણિએ
મન ઇન્દ્રિય વશ્ય રે' નહી, મમતા મોહ જરા તજે નહી,
પરની વચકાય ઘાણિએ, ફલ એ પાપતણા પ્રમાણિએ

## समजी जजे मन पापना फलरूप ए परिणामने.

हरिगीत.

પશુ-પક્ષીના અવતાર આવે એ વિષે પીડા અતિ,
પ્રતિદિવસ પણ પરવશપણાથી પિંડની માઠી ગતિ;
ન કરી શકાય જરાય પણ કલ્યાણકારક કામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
બહુ જાત હોય જનાવરોની જંતુઓ ઝીણાં બહુ,
ગણતાં ગણાય ન મુખવડે સંખ્યા વધારે શું કહું ?
વિણમોતથી મરતાં ન પામે લેશ પણ વિશ્રામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
નિર્બળ બિચારાં પ્રાણિઓના પ્રાણ બલવાળાં હરે,
તે પાપરૂપ કુકર્મ કરતાં પેટ પોતાના ભરે;
જાણે નહીં જડ જન્મમાં અંતર રહેલા રામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
ભરવા પડે બહુ ભાર કે બહુ માર પણ પીઠે પડે,
નહિ પેટ પૂરા ખાણ કે ખડકડખ ખાવાને જડે;
માનવ શરીર મળ્યાવિના ન રટાય રઘુપતિ રામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
માનવ થતાં પણ સર્વ સુખ એ જન્મમાં સરખું નથી,
લેવો પડે છે જન્મ તેમજ મરણ પણ મટતું નથી;
લાવી શકાય ન લેશ પણ સંભારવામાં શ્યામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
વળી ગર્ભવાસે વેદના અગણિત સહન કરવી પડે,
જન્મ્યા પછી બાલક અને પરવશપણે પીડા પડે;
ભૂખે રડાતું હોય ત્યાં સહુએ મળી દે ડામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
માબાપ પામે મરણ કાં પોતાણુ પરાયા હાથમાં,
સુખ લેશ પણ ન મળે કદિ સંસારના આ સાથમાં;
રોગે શરીર રિબાય કાંતો જાય ચરણે રામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.

આયુષ્ય લાંબું હોય તો નઠારી દશામા ગાળવું,
સારૂં નઠારૂં જે મળે તેથી વળી મન વાળવું;
અંગે અપંગપણાવડે ન પમાય પલ આરામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
વિદ્યા ભણ્યાનું ફલ નહીં ધનનાવડા વાંધા પડે,
ધન હોય તો વિદ્યા વિવેક વધારતાં વિઘ્નો નડે;
જશ જગતમાં જામે નહીં ન તજાય પરધન-ધામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
આયુષ્ય રોતાં જાય કોઇટ થાય આ વારો વળી,
તેમાં ત્રિવિધના તાપથી તન-મન સદૈવ રહે બળી,
કંજી નયનથી દીનને ન અપાય દમડી દામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને
માતા પિતા પુત્રો અને પત્નિ કુસપ કર્યા કરે,
મન તોયપણ સંસારના સંબંધમાં લપટયા કરે,
કજિઆ અને કંકાસથી કરવું ગમે નહી કામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પારણામને
ભારે ભર્યાં ભંડાર તે ભડકી જના ભાવે નહી,
ઇશ્વરતણું શુભ ભજન કરવુ હૃદયમાં આવે નહી;
સમજ્યાછતા ન રટાય પણ રઘુરકુદીપક રામને
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને
આશા અને તૃષ્ણા તપાવે, તે થકી મનમા બળે,
સંસારને સબધના કલેશે કરી ન પડે કળે,
મદ મોહ મત્સર લોભને ન તજાય કુત્સિત કામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
ક્રોધે અને વળિ કૂડકપટે કામ માઠાં થાય છે,
લલચાવનારા વિષયમાં ઇન્દ્રિય તણાતાં જાયછે;
ગુથાઇ ગૃહની જાલમા ચૂથાય કેવલ ચામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને.
પરવશ પરાણે પેટ ભરવું સુખ ન લેશે સાંપડે,
ભાવે રજોગુણ ને તમોગુણના નગારાં ગડગડે;

નહિ ધર્મ–કર્મે પ્રીતિ થાય પમાય યમના ધામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને
ભૂલાય સઘળું ભાન ચિંતા થાય ચિત્તે ચૂકમા,
આશા ન પૂરી થાય જીવન જાય તૂટી ટુંકમા.
આધિ ઉપાધિ વ્યાધિથી ન રટાય નટવર નામને,
સમજી જજે મન પાપના ફલરૂપ એ પરિણામને,

---

**મોંઘો માનવ જન્મ આ જગતમાં ખાંતે કરી કાં ખુવો**

શાર્દૂલવિક્રીડિત.

ખોટો ખેલ રચેલ આ અખિલનો માયાવડે માધવે,
આપી દેવ અનેક જન્મ સહુને હેતે રમાડે હવે,
માથે કાલ ફરે સદૈવ સહુને શાન્તિ કરી કા સુવો ?
મોંઘો માનવ જન્મ આ જગતમા ખાતે કરી કા ખુવો ?
કોનાં પુત્ર કલત્ર મિત્રમણીઓ સ્વાર્થે સગા સર્વ છે,
કોના ધામ ધરા અને ધન ? વણો શા કારણે ગર્વ છે ?
ઉંચો અભિમાનમા જન અરે જાગી જરા તો જુવો,
મોંઘો માનવ જન્મ આ જગતમાં ખાતે કરી કા ખુવો ?
ખોયુ બાલપણું જુવાનિ પણ તે જાણો વહી જાયછે,
ઓગોમા વિષયોવિષે તરણિમાં પ્રીતિ પરોવાયછે,
સુધો તો મમજાય અત્તર હશે કે કાચનીનો સુવો,
મોંઘો માનવ જન્મ આ જગતમા ખાતે કરી કા ખુવો ?
આવા ઉત્તમ જન્મમા અવતરી કર્તવ્ય કોરે કરી,
પીડા પિંડવિષે કરે પ્રતિદિને તે કામને આદરી,
કાળા કાદવમા પડેલ પગને કા કીચડેથી ધુવો ?
મોંઘો માનવ જન્મ આ જગતમા ખાતે કરી કા ખુવો ?
રાજી રોજ રહો તમે હૃદયમા વ્યાપારને વિત્તથી,
જૂઠી જાન જુવો તથાપિ સમજો સાચી સદા ચિત્તથી,
હર્ષે હર્ષ કરો વિપત્તિવખતે નાખી નિશાસા રૂવો,
મોંઘો માનવ જન્મ આ જગતમા ખાતે કરી કા ખુવો ?

નીતિ તો ન ગમે કદી પ્રભુપદે પ્રીતિ નથી રાખતા,
શાસ્ત્રોતા ઉપદેશના શ્રવણનો સ્વાદે નથી ચાખતા,
ગોયો દીપકને લઈ કરવિષે શા કારણે રે કુવો ?
મોંઘો માનવ જન્મ આ જગતમા ખાતે કરી કા ખુવો ?
ગયો શું રતિરગની રજવિષે ખાતે બનીને ખર,
પુત્રોના પ્રિયમિત્રના પ્રિયતમાના નિત્યના નોકર,
જાશે મન બધુ રહી મનવિષે જો દેહ મોતે મુવો,
મોંઘો માનવ જન્મ આ જગતમા ખાતે કરી કા ખુવો ?
જન્મીને જન જાતિમા પ્રથમથી હુ કોણ તે વીસર્યો,
મોહે ને મદ-મત્સરાદિકવડે આડે પથે ઉતર્યો,
પેખ્યો જે પ્રિયપુત્ર ને પ્રિયતમા ભાવે બનાવે લુવો,
મોંઘો માનવ જન્મ આ જગતમા ખાતે કદી કા ખુવો ?
લેવા સદ્ગુણ સર્વ દુર્ગુણ તજી દેવા વિવેકે કરી,
રોકી સર્વ વિકારરૂપ સઘળા વૈરી વિરાગે કરી,
આ સસારતણા પડે ન ખમવા દુખો કશા દેહથી,
ક્યેન રહે નહી સુખ થતા તો જન્મ મિથ્યા નથી

---

## સુખ છે નહિ સસારમાં શાને વૃથા ચિંતા કરો

હરિગીત

જનનીથકી જન્મ્યા પછી મરતા સુધીમા માનવી,
અચિતવડે જે સાપડે તે દૈવની ગતિ માનવી,
હારી ગયે મળવો કઠણ છે પુણ્યનો પથ પાધરો,
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિતા કરો ?
સુખ હોય જો સસારમા તો કેમ સત્પુરુષો તજે ?
સુખ સત્ય જો સસારનુ તો કેમ ઈશ્વરને ભજે ?
વગના ધણી સગ્ખા અને સગ્ખા સદા છે ચાકરો,
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિતા કરો ?
લક્ષ્મીતણો આવાસ એવી રાજ્યગાદીને તજી,
ભાવે થયા ભિક્ષુક થઈ ભાગી ગયા ન ભરતજી ?

બહુ અધિ વ્યાધિ ઉપાધિનો તો તાપ લાગે આકરો
સુખ છે નહી અસારમા શાને વૃથા ચિંતા કરો ?
લાખો પ્રયત્ન કર્યા છતા નહિ રાજ્યમા પાછા ફર્યા,
ગુણધામ ગોપીચદ જેવા રાજ્ય મેલી સચર્યા,
ગાદી અને તકિયા નથી ત્યા સરસ નાખ્યો સાથરો ?
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિંતા કરો ?
મુનિવર મહાયોગીશ પણ સસારથી છેટે ફરે,
જાણે રખે વળગી જશે એવીજ રીતિથી ડરે
પ્રતિદિવસ દેખે દૃષ્ટિથી તે દુખરૂપ ખરેખરો,
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિંતા કરો ?
ભારે ભલા વૈભવ તણા ભોગીજ માધાતા સમા
જેને જરા ખોખારતા બહુ વાર થાય ખમા ખમા
પરદુખભજનનો ખરેખર ખુબ મહ્યો ખાખરો
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિંતા કરો ?
સસારની ઘટમાળ નિત્ય ભરાય ને ઠલવાય છે,
જન્મે જગતમા જેટલા તે મોતને વશ થાયછે,
આવે ન કામ કદાપિ જે પ્રેમે પથારી પાથરો,
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિંતા કરો ?
ક્ષણમા જનાર શરીર છે પલની ખબર પડતી નથી
એ વાતમા તો રકની કે રાયની ગણતી નથી
સસારના સબધમા બજિઆતણો ન રહે બરો,
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિંતા કરો ?
મન મત્ત હાથી બાધવો શમ-દમતણી સાકળવડે
બધાય જો નહી તો પછી આડેધડે તે આથડે,
તે બાધવામા મુખ્ય છે સત્સગનો શુભ આશરો
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિંતા કરો
આ ઇન્દ્રિઓ છે અશ્વ ને રથ આ શરીર વિચિત્ર છે
મન સારથિ ને જીવ તેમા બેસનાર પવિત્ર છે
જો સારથિ વશ હોય તો રથ ચાલવાનો પાધરો
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિંતા કરો ?

રોગી અને ભોગી ભવે ભાસ્યા ભટકતા ભૂખથી,
દીઠા ઘણા દુખિઆ દમાતા દેહના બહુ દુખથી,
અથડાઇને થાળે ગયે નહિ કાંઈ આવે આશરો,
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિતા કરો ?
સબધ સાચો છે નહી સૌ સ્વાર્થને આધીન છે,
માતા પિતા ભ્રાતા પ્રિયા પુત્રો સહુ તલ્લીન છે,
જો સ્વાર્થ હોય નહી કદી કાઢી લહે તો કાકરો,
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિતા કરો ?
કલ્યાણકારક કામ તે કલ્યાણમાટે આદરો,
દિલમા દયા રાખી ખરી પરદુખ પ્રેમેથી હરો,
સસારમા લપટાવનારા દુષ્ટ દુર્ગુણથી ડરો,
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિતા કરો ?
વાણી અને મન નિત્ય નિર્મલ શુદ્ધ ભાવે રાખવા
સદ્ગુણ અને શુભ સપથી સબધીને સુખ આપવા
આશા અને તૃષ્ણા અને ઈર્ષ્યા વળી અળગી કરો
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિતા કરો ?
પરના ઘરા ધન ધામમા પ્રીતિ કદી કરિએ નહી
દુર્જન અને સજ્જન હસે તેવુ કદી વદિએ નહી,
તન-મન અને ધન હોય તો શુભ રીત રાખી વાવરો
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિતા કરો ?
આવી પડે શિરપર વિપત્તિ તોય પણ ડરવુ નહી
કારણવિના મૃત્યુ બને તેવુ કદી કરવુ નહી
નિજધર્મની શુભ ધોસરી હિમ્મતવડે કાંઈ ધરો
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિતા કરો ?
મમતા મટાડી મોહની સંતોષ સારો રાખવો
સસારમા રેતા છતા વૈરાગ્યનો રસ ચાખવો
શુભભાવથી હરિને ભજી સસારનો સાગર તરો
સુખ છે નહી સસારમા શાને વૃથા ચિતા કરો ?

---

## शाने वृथा शोक करो सदाय ?

उपजाति

દૈ કાળના યોગથિ એમ માનુ, ભાવી હશે તેમ થયુ થવાનુ.
ટાળ્યુ ન તે કાઇથિ ટળાય, શાને વૃથા શોક કરો સદાય ?
નાના અને તેમજ સર્વ મોટા, તે કાલની આગળ સર્વ ખોટા,
જે જન્મ તે તે નહિ નાશ થાય, શાને વૃથા શોક કરો સદાય ?
જે નામ ને રૂપતણોજ નાશ, શુ અંતરે એનિ પમાય આશ.
ન ફેરવ્યુ ફરવી એ શકાય, શાને વૃથા શોક કરો સદાય ?
શરીર તે બુદ્બુદની સમાન ગયા પછીનુ ન રહે નિશાન,
આવ્યા ગયા તે ન ગણી શકાય, શાને વૃથા શોક કરો સદાય ?
ઓવાગની માફક સૌ મળેલા, મા, બા, પછી એમ સગા ઠરેલા,
વિયોગ તે નાશનકે જણાય, શાને વૃથા શોક કરો સદાય ?
સગા રહે સર્વ સદૈવ સાથે, વિપત્તિઓ આવિ પડે ન માથે,
સંસાર મિથ્યા ન પછી જણાય, શાને વૃથા શોક કરો સદાય ?
પ્રારબ્ધને આધીન સર્વ રેં'છે, વિવેકિઓ એમ સદા વદે છે,
ફૂટે ઘડો પાપથકી ભરાય, શાને વૃથા શોક કરો સદાય ?
ચાલો સદાચારવિષે વિચારી, પ્રપંચ સંસારતણો વિસારી
કર્યુ કર્મ આ ભવ ભોગવાય, શાને વૃથા શોક કરો સદાય ?
વિવેકથી અંતરમા વિચારો, શરીરના સર્વ વિકાર મારો
ખાટુ ખરુ આતથિ પરખાય ત્યારે વૃથા શોક સર્વ સમાય

## सुख संसारविषे कशु नथी

वैतालीय

અજરામર કોઈ છે નહી, અહિઆ કે પરલોકમા કહી.
નહિ નિશ્ચય એજ વાતથી, સુખ સંસારવિષે કશુ નથી
જનમ્યા જન સર્વ જાયછે, ક્ષણમા યોગ-વિયોગ થાયછે.
ખમવુ બહુ દુખ દેહથી, સુખ સંસારવિષે કશુ નથી
ધનમા બધા ચપળા રહે, તરૂણી ને તન તે પડ્યાં રહે.
અનહોકન થાય આખથી, સુખ સંસારવિષે કશુ નથી
નરનાથ અને અનાથને નહિ નિશ્ચિત ગણાય સાથને,

દુખિઆ દિન-રાત દુ:ખથી, સુખ સંસારવિષે કશું નથી
ધરતી ધન ને હવેલિને, મરવું મિન ધરાર મેલીને;
મનમાંહિ જુવો મથી મથી, સુખ સંસારવિષે કશું નથી.
અતિ આધિ અને ઉપાધિઓ, વળગે તેમ વિશેષ વ્યાધિઓ;
તન જાય તવાઇ તાપથી, સુખ સંસારવિષે કશું નથી.
ભગિની ફૂઈ ભાઇ ભામિની, કંઇ એની ન સગાઇ કામની;
વળગે સહુ આપસ્વાર્થથી, સુખ સંસારવિષે કશું નથી
દુખિઆ બહુ લોક દીન બે, ધન ને પુત્ર કલત્રહીન છે;
કરિ કાય અનેક કારાથી, સુખ સંસારવિષે કશું નથી.
કરવું કંઇ તે બધું રૃથા, અભિલાષા અતિ અંતરે તથા;
પણ તે ન પમાય પાપથી, સુખ સંસારવિષે કશું નથી.
પલ પાછિ ગઇ મળે નહીં, વય વીત્યું પણ તે વળે નહીં;
કરવું મરવું નિમિત્તથી, સુખ સંસારવિષે કશું નથી.
સહુ બાલક ને જુવાનિઆ, વળિ વૃધ્ધો સઘળા વહ્યા ગયા;
યમના પકડાઈ પાશથી, સુખ સંસારવિષે કશું નથી
સુખ સર્વવિષે જણાયછે, સુખ સંજોગવિષે ગણાય છે,
મનમાહિ સદૈવ મૂર્ખથી, સુખ સંસારવિષે કશું નથી
નહિ ગામગરાસ આપણાં, સહુએ સંકટરૂપ તાપણા;
વ્યવહારતણી કુરીતિથી, સુખ સંસારવિષે કશું નથી.
સહુ સદ્ગુણ નિત્ય સધરો, અતિ અંત:કરણે દયા ધરો,
ન વળે કશુંએ વિલાસથી, સુખ સંસારવિષે કશું નથી.
સુખસાધન શ્રેષ્ઠ પામવા, વિષયો વૃશ્ચિકરૂપ માનવા;
શુભ સદ્ગુણને વિવેકથી, સુખ સંસારવિષે કશું નથી

---

### समज्याविना शाणा करो शुं शोक ठालो अंतरे ?

हरिगीत.

સાચી સગાઈ ન કોઇની સંસાર સ્વપ્નરૂપ છે,
સુખ માનિએ તો સુખ નહિ તો નિત્ય તે દુખરૂપ છે;
જન્મે જગતમાં પ્રાણિઓ તે મોત આવ્યેથી મરે,
સમજ્યાવિના શાણા કરો શું શોક ઠાલો અંતરે ?

પાણી તણા જે પૂરમા ઓવાળ ભેળો થાય છે,
સાથે રહે જૂદા પડે એમજ તણાતો જાય છે,
સસારની રીતિ ફરે નહિ લેશ પણ કલ્પાન્તરે,
સમજ્યાવિના શાણા કરો શુ શોક હાનો અતરે ?
ધાર્યું ન સરખુ ઉતરે ભારી હરો તેવુ થશે,
રહેવુ હશે તે રહિજશે જાવુ હશે તેતો જશે,
હિમ્મતવિનાનુ હોય તે એ વાતથી બ્હીતુ ફરે,
સમજ્યાવિના શાણા કરો શુ શોક હાનો અતરે ?
સબધ જેનો જેટનો સહવાસ રે છે તેટલો,
આ ગાયરી સમજણ નથી પડતી હશે તે કેટનો ?
સસને માથે અહર્નિશ કાનચક્ર ફર્યા કરે,
સમજ્યાવિના શાણા કરો શુ શોક હાનો અતરે ?
જીવ્યુ સફલ કરના સદા ઉદ્યમ કરો સસારમા,
કલ્યાણના સાધન બના શોધી લહો પરવારમા,
ગુણવાન લોકો તો સદા આગ વિચાર કર્યા કરે,
સમજ્યાવિના શાણા કરો શુ શોક હાનો અતરે ?
ચિતા નકામી ચિત્તથી ચતુરાઇથી મેલી દઇ,
પરમેશને ભાવે ભજો તન મનથકી નિર્મલ થઇ;
ચાલો નવા શુભમાર્ગમા ઇશ્વર ગમે તેવુ કરે,
સમજ્યાવિના શાણા કરો શુ શોક હાનો અતરે ?
સારૂ થયે સારૂ નઠારેથી નઠારૂ થાય છે,
વાવ્યા પ્રમાણે પાકની પેદાશ પણ લેવાય છે,
મન મૂર્ખ જન જે હોય તેને નીર નયનેથી ખરે
સમજ્યાવિના શાણા કરો શુ શોક હાનો અતર ?
સતોષ ને શાન્તિવિષે સુખ સર્વ આવી જાય છે
પીડા અને પશ્ચાત ને વળિ પાપ નાશી જાય છે,
મન જેનુ કેશવ પ્રભુમા નામ તે રસ્તે સરે
સમજ્યાવિના શાણા કરો શુ શોક હાનો અતરે ?

## संसारनो सागर तरी जावा उपाय करे करो

हरिगीत

મદ મોહ મત્સર કામ ક્રોધ વિશેષ લોભ છ વૈરિઓ
કરના પનાભવ તેમણે આ દેહનો ગઢ ઘેરિઓ,
શમ-દમ સુભટને સાથ રાખી તરત તેનુ બન હરો,
સંસારનો સાગર તરી જાવા ઉપાય કરે કરો,
આશા નથી પલ એકની ક્ષણુમાં જનાર શરીર છે,
પન પણ મરણુને ખેસવે કો' કોણુ એવો વીર છે ?
આવ્યો સમય સુખ આપનારો મોહથી નહિ વીસરો,
સંસારનો સાગર તરી જાવા ઉપાય કર્યા કરો
નાનાપ્રકારતણા વિષય લલચાવનાર ઘણાયછે,
સંતાત સર્વે ઇન્દ્રિઓનો તેથિ ભરમાય છે,
તે ઇન્દ્રિઓને વિષયથી ખેંચી લઈ મન વશ કરો,
સંસારનો સાગર તરી જાવા સદા ઉદ્યમ કરો
નહિ દંભ કે નહિ દર્પ કે અભિમાન નહિ ગખો જરા,
નિર્દયપણુ નિષ્ઠુરપણુ એ સર્વ દોષ કરો પરા,
મન-વચન ને કાયવડે દુખ આપતા દાડી કરો,
સંસારનો સાગર તરી જાવા પ્રયત્ન કર્યા કરો
સંસારના સર્વે પ્રપંચો ગણો કેવલ નામના,
શાને વૃથા નિશદિન કરોછો ક્લેશકારક કામના ?
આવે ન કામ કશા વસ્યા ધનધામ એ નિશ્ચય ખરો,
સંસારનો સાગર તરી જાવા પ્રયત્ન કરે કરો
અજ્ઞાનનુ અંધત્વ ટાળો જ્ઞાનરૂપી ચક્ષુથી,
નિજ ધર્મનો શુભ મર્મ સમજો માનવી સહુ મનનથી,
શુભશીખનો ચિન્તામણી ચોપે ચતુર નર સંઘરો
સંસારનો સાગર તરી જાવા ઉપાય કર્યા કરો
નિંદા નકામી કોઈની કરવી ઘટે નહિ આપણે
શું આપણો કોને કર્યો અપરાધ એવો બાપડે,
ભૂલી સકલ શુભ આમ્રને ખોળ્યા કરો શું ખાખરો ?
સંસારનો સાગર તરી જાવા ઉપાય કર્યા કરો

ઇશ્વિરકૃપાથી છો તમેં મતિમાન માનવ જાતિમાં,
તેમજ તેમોને છે બધી સમજણ સરસ સહુ વાતમાં;
મહુ સકલ વિદ્યાભ્યાસ શાસ્ત્રવિચારમાં બુદ્ધિ ધરો,
સંસારનો સાગર તરી જાવા પ્રયત્ન કર્યા કરો.

## આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમે ?

શાર્દૂલવિક્રીડિત.

ખોયું બાલપણું પરાધિનપણે ખાતાંપિતાં ખેલમાં,
ગુમાવ્યા દિનરાત યૌવનવિષે ગોરીતણા ગેલમાં;
ત્યારે ભોગવિલાસની મનવિષે વાતો વિશેષે ગમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમે ?
માર્યા પુત્ર કલત્ર મિત્રમણિઓ માની સુખે માણતા,
જુઓ વૈભવ જે ચડે નજરમાં તેને ખરો જાણતા;
રાગ–દ્વેષ કલત્ર–પુત્ર કરતાં તૃષ્ણા ન લેશે શમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમે ?
માયાથી મમતા વધે તરુણીના રાચ્યાં રતિરંગમાં;
વિદ્યા શક્તિ વિચાર આમ વિસર્યા શામાતણા સંગમાં,
અંધાપે અભિમાનને નજર તો નીચી ન લેશે નમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમે ?
આધિવ્યાધિવિષે તવાય તન તો માતાપિતા સાંભરે,
આવે અંગવિષે ઉપાધિ અદકી તો નીર આંખે ખરે;
સ્વાર્થે સર્વ અનર્થ રોજ કરવાની વાત ચિત્તે રમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમે ?
કામક્રોધવડે કટાય સઘળાના કાળજાં શું કહું ?
લોભે લાલચ લાગતાં ધન થવાને બાથ બીડો બહુ;
મોહે ને મદ મત્સરે મન તમારાં ધૂળ ઢાળી ધમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમે ?
શાસ્ત્રોના ઉપદેશ લેશ શ્રવણે સાચા નથી સાંભળ્યા,

ભૂતપ્રાણિનપું ભમાઇ ભવમાં શું કર્યામાં ભળ્યા,
આપ્તોના ચરણે ન મસ્તક તમારૂં નેહ લાવી નમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમે ?
ક્યાં છે ઇશ્વર કોણ હું કુળ કયું ક્યાં છે જવું આખરે
મભાગમ ન સ્વપ્નમાં પણ અને સુતાં સુધી સાયરે,
આવે અંતક તેડવા તરત તો શું થાય તેવે સમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમે ?
સાચો પ્રેમ નહી સદાચરણમાં ત્યાં ધર્મનું શું કહું ?
અંતે અંતરમાં વિચાર કરતાં સંતાપ પામો બહુ;
જીંદગીને ન કરાય કામ કરશો આ દેહ દુઃખે દમે,
આ સંસાર અસારમાં અવતરી શું સાર લીધો તમે ?

વ્હાલાંનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે?

શાર્દૂલવિક્રીડિત

કોના ધામ ધરા અને ધનતણી સંબંધ શું સત્ય છે ?
ભૂતપ્રાણિ સમગ્ર આ જગતનાં તે ક્યાં કહો નિત્ય છે ?
જન્મ્યું જે જનનીથકી જગતમાં તે અંત આવ્યે મરે,
વ્હાલાંનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે ?
સાયંકાળવિષે નિવાસ કરવા ખગો જતાં પંખિઓ,
છાયાળા શુભવૃક્ષમાં સહજમાં સંયોગ તેનો થયો;
તે રીતે સહુનો સમાગમ સદા સંસારમાંહિ ઠરે,
વ્હાલાંનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે ?
પથીલોક પવિત્ર સર્વ દિશાના વિશ્રામ લેવા મિશે,
આવી વાસ કરે અચાનક સુખાળી ધર્મશાળાવિષે;
તેવો છે સહુનો સમાગમ અને સંબંધ અંતે અરે,
વ્હાલાંનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે ?
પ્રાતઃકાળ થતાં સમાગમ કશો રે'તો નથી તેમનો,
ગોનાની દિશમાં પળે પલવિષે વિશ્વાસ શો એમનો ?
જાણું છે સહુનો સમાગમ તજી એ રીતથી આખરે,
વ્હાલાંનો વશમો વિયોગ પડતાં શું શોક ઠાલો કરે ?

રહેણુદેવી લલાટમા પ્રથમથી જેવી લખાણી હશે,
જે રીતે અથવા અરે કરમમા રેખા રખાણી હશે,
એ રીતે સુખ-દુખ સર્વ જનને છે કર્મને આશરે,
વ્હાલાનો વશમો વિયોગ પડતા શુ શોક હાનો કરે ?
પાણીના પુરમા પ્રવાહવચમાં વેગે તણાવો જતો,
ને ઓવાળ વીખાય કે પનવિરે કાંડે થતો એકઠો,
સબંધી સઘળા બધાં વિવિધ તે એ રીતથી વીખરે,
વ્હાલાનો વશમો વિયોગ પડતા શુ શોક હાલો કરે ?
કોના ધામ ધગ અને ધન કહો મેની જવુ એનુ,
આવે અન્તક તો અચાનક કહો ત્યાં કાણુ થાશે ભલુ ?
જોતા સર્વ સમાજ એમનજરે સુવુ પડ ત્યારે,
વ્હાલાનો વશમો વિયોગ પડતા શુ શોક હાનો કરે ?
માતા તાત અને સહોદર સગા જે સર્વ સબધિઓ,
સાસુ ને સસરા જમાઈ સહુનો સબધ શાથી થયો ?
પોતાના સુખકાજ સ્વાર્થમય છે સસાર આખો ખરે,
વ્હાલાનો વશમો વિયોગ પડતા શુ શોક હાલો કરે ?
જન્મે જાય મરી જનો નજરથી જોયા બધા આપણે
સબંધે સુખદુખના સમયમા પાણી ભર્યા પાપણે
રોતા રાક થતા અને રખડતા શુ સ્વાર્થ લેશે સરે,
વ્હાલાનો વશમો વિયોગ પડતા શુ શોક હાનો કરે ?
ભાવેથી ભગવાનને ભજો ભના દુખો બધા ભાગવા,
રાખીને મનમા વિવેક સઘળો આનદને પામવા
મેની દે મમતા વિચાર કર તુ શાને નિસાસા ભરે ?
વ્હાલાનો વશમો વિયોગ પડતા શુ શોક હાલો કરે ?
થાવાનુ મટતુ નથી મનવિષે એવો કરી નિશ્ચય
આધિ વ્યાધિ ઉપાધિનો વિનયથી અંતે પમાડી નય,
જોડી દે જગદીશમા મન સદા તેથી સુખે તુ તરે
વ્હાલાનો વશમો વિયોગ પડતા શુ શોક હાનો કરે ?

## પ્રાણને પ્રયાણ માટે સૂચના.

શાર્દૂલવિક્રીડિત.

પ્યારા પ્રાણ કરો પ્રયાણ પલમાં આશા તજો અંગની,
રાખોમાં લવ લાલસા મનવિષે સંસારના રંગની;
દૈવાધીન દયાવિષે વિચરતાં જે ભોગવ્યું આ ભવે,
તે માની સુખરૂપ સજ્જન જનો સંતોષને મેળવે
આ જંજાલવિષે વિનોદ કરવો તેમાં કહો સાર શો ?
હૈયે હાશ કરી રહ્યા ઘર કરી તો તો હવે હારશો;
હાલુ શું ભવમાં ભમી ભટકવું ભારે ખમીને ભય ?
અંતે આખર આવતાં અખિલનો છે લાખવાતે લય;
જોયા જન્મ ધરી અરે જગતમાં જે જીવતાં માણતા,
સંસાર વ્યવહારનાં સુખ થવા જે સીંદરાં તાણતા,
તેનાથી સુખમાં વસે જન બધા જે સ્વર્ગમા સંચર્યા,
કાં તો આ અવનિવિષે વિષયમાં વૈરાગ્યથી વીચર્યા
જો આયુષ્ય વિશેષ હોય તમને તો તે નથી કામનું,
તેનું કારણ એજ સેવન નથી થાતું કશુ રામનુ;
રાગોમાં રતિરંગ ભાગ સુખમા તે દુઃખનુ ઠામ છે,
સાચું તો સુખરૂપ આ અખિલના આધારનુ ધામ છે.

---

## અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે ?

હરિગીત.

જનજાતિમાં જન્માય પણ પિંડે ઘણી પીડા પડે,
બાલકપણે પરવશપણું યૌવનવિષે યુવતી નડે.
જાતે દિને જબરી જરામા આ શરીર જર્યા જશે,
અરરરર સાવ અસાર આ સસારમાં સુખ શુ હશે ?
દિનરાત પડતા દુઃખથી નિશ્વાસ ઉંડ નાખિએ,

સાવધ છતા સકોચથી સતાપ સઘળા સાખિએ,
સબધ સબળો બધમા આખર ખરેખર નાખશે,
અરરરર સાવ અસાર આ સસારમા સુખ શુ હશે ?
વિદ્વાન દક્ષિણવર્ગ જે વિખ્યાત વિનયનિધાન છે,
ભમતા ફરે ભવસાગરે તેને કહો કયા ભાન છે ?
પાશેરના પણ પેટ માટે કપટ કૂડા ઝટ થશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શુ હશે ?
રોગે શરીર રિબાય કાંતો જાય યમને બારણે,
ચરચર બળે છે ચિત્તમા કકાસ કરતા કારણે
આધિ ઉપાધિ વ્યાધિથી જગલવિષે જઇને વસે,
અરરરર સાવ અસાર આ સસારમા સુખ શુ હશે ?
રોતા રખડતા દિવસ પુત્ર-કલત્ર કરતા જાય છે,
ધન-ધામનો ધોખો કરીને અશુભ કામ કરાય છે.
આવી જતા સકટ સમય નિજ મોત સુખથી માગશે,
અરરરર સાવ અસાર આ સસારમાં સુખ શુ હશે ?
ધાર્યું ન મનનુ થાય જીવન જાય ટૂંકી ટેકમા,
પોતે કરેલા કર્મથી અથડાયછે અવિવેકમાં;
મન-ઇન્દ્રિઓ વલખ્યા કરે પણ નિયમથી ન રહે વશે,
અરરરર સાવ અસાર આ સસારમા સુખ શુ હશે ?
જે વિષયરસ અમૃત ગણ્યો તે ઝેર જેવો થાય છે,
ચૂથી નકામા ચામડા નર ધૂળ લેવા ધાયછે,
નાખી નજર પ્હોચે નહીં અતે અરેરે શુ થશે ?
અરરરર સાવ અસાર આ સસારમા સુખ શુ હશે ?
રાજાધિરાજા રાંક લોક અને વડા વૈરાગીઓ,
ભિક્ષુક અભાગી દીન ને ભોગી વિયોગી રોગિઓ,
કરતા બિચારા શોક મેલી પોક માથુ કૂટશે
અરરરર સાવ અસાર આ સસારમા સુખ શુ હશે ?
કરવી મજુરી મોતથી વશમી પરાણે કોકની,
એવી દશા વાલ્યવડે દેખાય લાખો લોકની.
જમદૂત જ્યારે આવશે તેના ભયે ક્યા ભાગશે ?

અરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે ?
તનમન બળેછે ત્રિવિધ તાપે શોક હર્ષ થયા કરે
સંસારનો વ્યવહાર કરતાં વગરમોતવડે મરે,
નિજ કર્મને આધીન સંકટ આવશે તે સાખશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે ?
કપટી કરણ છે કાલ કાઢી લે બધાના કાળજા.
હું જાણું ને આ શું કરૂં છું તે નથી સંભાળ જરા,
ક્રોધે અને લોભે કરાયા કામ અપયશ આપશે,
અરરરર સાવ અસાર આ સંસારમા સુખ શું હશે ?
મદ મોહ મત્સરનો અરેરે માર પણ છે આકરો,
એના અરે આ વિશ્વમા છે ચતુરનર પણ ચાકરો;
આશા અને તૃષ્ણાવડે દોડે દબાઇ દસ દિશે,
અરરરર સાવ અસાર આ સંસારમા સુખ શું હશે ?
ઉડી જશે આ પ્રાણપોપટ હાડપિંજરમાહિથી,
સંબંધ ને સુખ તૂટશે અન્તે અરેરે આહિથી;
ધન ધામ ધરતી પુત્ર મિત્ર કલત્ર હાય રહી જશે,
અરરરર સાવ અસાર આ સંસારમા સુખ શું હશે ?
મારે પરસ્પર એક બીજા સ્વાર્થકાજે ક્રોધથી,
આવે સદૈવ વિરાગ મનમા વિવિધ દુષ્ટ વિરોધથી,
આનંદની પણ વાત ઝાળ સમાન અંગે લાગશે
અરરરર સાવ અસાર આ સંસારમા સુખ શું હશે ?
જલજન્તુ કે પશુ-પક્ષિના અવતાર આવે છે બહુ,
ભય શોક મોહ વડે સદા સંકટ સહે સમયે સહુ,
બલવાન દુર્બલને દમે મરવું અરે ખોટે મરો,
અરરરર સાવ અસાર આ સંસારમા સુખ શું હશે ?
આવાગમનમા દુઃખ અગણિત તે બધા ખમવા પડે,
કરવી કરેલા પાપથી નર નરકમા પોતે પડે,
ધન જન સહાય ન થાય જ્યારે ફંદમા આવી ફસે,
અરરરર સાવ અસાર આ સંસારમા સુખ શું હશે ?
દિનગત સાંજસવાર પલપલ દુઃખરૂપ જણાયછે,

ઉંડે કુવે પડનારના જેવી દશા દેખાય છે;
ખાવો ખરે ખોટો અરે આ માર જમ જે મારશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે ?
સારું કરાય ન કામ રામ ભજાય નહિ ભાવે કરી,
ભવજલતણા મોજાવડે ભૂલાય ભાન અને હરિ;
પ્રેમે સુપંથ પળાવનાર મળે ન નર ખોટે મરી,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે ?
વર્ણાશ્રમોના ધર્મ કર્મ,સદાચરણ નહિ સાંભરે,
બાલ્યા યુવાવૃદ્ધા અવસ્થા તેમ વય વીત્યા કરે;
સદ્‌ગુણભરેલા સંતને સંસાર સારી નાંખશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે ?
લુચ્ચાઈ ભાંડ ભવાઈ ને ઠેગાઈ ચારે કોર છે,
જૂઠાઈ ને જબરાઈનો ચોમેર શોર બકોર છે;
બળ બુદ્ધિ જાય દબાઈ રાઈ સુકાઈ સર્વેની જશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં સુખ શું હશે ?
આ પુણ્યના પુંજે મળેલા દેહની આશા નથી,
પલની ખબર પડતી નથી મુંઝાય છે મોટા અહીં;
આ કાળની અકલિત કલાથી બાલવૃદ્ધ વહી જશે,
અરરરર સાવ અસાર આ સંસારમાં શું હશે ?

---

### બોધ.

હરિગીત.

ભમતા ફેરામાં ભૂલમાં ભેળાજનો ભેળા થઇ,
ફકટક ફરો ના કારણે મળશે ન જે વેળા ગઈ;
કૈતવ નકામાં કામમાં આયુષ્ય વીતી જાયછે,
બ્રહ્મજ્ઞાનતણા સાધનવિના આ જન્મ મિથ્યા થાયછે;
ઘણું વધારે શું હવે સમજુ તમે સહુ વાતમાં,
લાખો ઉપાયે લક્ષ આપી ભાત પાડો જાતમાં
લક્ષ્મીરમણનું નામ લેતાં લાજ શાને લાવિએ,
હરિભક્તિને શુભ યુક્તિથી નિજ બુદ્ધિને શોભાવિએ;

રીબે બધાને વ્યાધિ આધિ ઉપાધિઓ અતિ અંગમાં,
રાતે પ્રભાતે દુઃખથી દાગ્યુ જાયછે દુઃસંગમાં;
મરવાયણી ડરતા નથી શુંચી રહી ઘરબારમાં,
નાના અને મોટા બધા ફરતા ફરે સંસારમાં.
પ્રતિદિવસ એવી વેદનાથી નિત્ય રે'વું વેગળે,
મુવને રહીને ભજન કરતાં પ્રેમથી ઇશ્વર મળે;
સત્યવાય સઘળા નિયમ તો આ દેહ સુખનું ધામ છે,
દારા ધરા ધન ધામનું અંતે કહો શું કામ છે ?
સાચા સગા છે નાથ નટવર એવિના મિથ્યા બધું,
રડે પ્રકારે રામને રટવાવિના શું છે વધુ ?
કરવા ઉપાયો જન્મ-મૃત્યુ ટળાય તેના ટેકથી,
રે'વાય મુખમાં ચિત્ત જો વશ થાય એક વિવેકથી.

---

* મિત્રઉપર પત્ર સંસારપર વિરક્તિ.

શાર્દૂલવિક્રીડિત.

આ સંસાર અસારમાં સુખ નથી ત્યારે કહો શું કરૂં ?
દેખી દુઃખ સદૈવ દીનજનનાં હે પ્રાણ ! બ્હો ડરૂં,
શી રીતે સુખમાં ગળાય દિવસો તે હું નથી જાણતો,
આશ્વાસ લહે સદા પ્રિયસખા ! પ્રારબ્ધથી પ્રાણ તો
છે સંસાર અસાર એમ સમજ્યા તેનો ખરો ભેદ છે,
સારૂં ને નરતું સખા સમજતાં ભારે ભવે ભેદ છે;
વીસારી સહુ વાત આ વિષયની રાજી થવું શું કહી ?
આધિ વ્યાધિ ઉપાધિ લેશ ન નડે એ વાત છે આકરી.
માને જો સુખરૂપ સર્વ મન તો આ દુઃખનો છે ક્ષય,
દેખે જો મન દુઃખરૂપ સઘળું તો આ ભવેછે ભય,
માનું બંધન મોક્ષ સર્વ મનથી આ જીવને થાયછે,
તે સ્વાધીન કરાય તો ઉપાયની બાધા ટળી જાયછે
જાણું લાભ ન હાનિ લેશ હમણા જે હોય તે ઠીક છે,
'આ હું શું અવળું કરૂં' મનવિષે એ બાધની બીક છે;

---

* આ કવિતા, રા. મિત્ર વિશ્વનાથ વિઠ્ઠલજીના પત્રમાં આશ્વાસન માટે લખાઈ આવેલી કવિતાનો પ્રત્યુત્તર છે.

જાણવાનું ફલ શું હશે જગતમાં તેનો નહિ નિશ્ચય,
ભુંડા આ ભવસાગરે પ્રભુવિના ભાગે ન ભારે ભય
ધર્માચાર પળાય જાય સુખમાં આયુષ્ય આ કાલમાં,
જામી જીવ ન જાય આ જગતની જ જાલની જાળમાં,
સાચો પ્રેમ કરાય સાર સુખથી શોધાય સાચે મશે,
એવું સાધન શુદ્ધ હે પ્રિય સખા સંસારમાં શું હશે?

## મનરૂપી પોપટને બોધ.

वसंततिलका.

વેગે વિચાર કર માનસકીર વીર,
સાંણ્યા તને સુખદ શ્રેષ્ઠ મનુષ્ય શરીર,
આશા તજી અવર એક લગાડ લક્ષ,
આ આર્યધર્મ ધરતીપર કલ્પવૃક્ષ.
ગા તો સદૈવ જગદીશ્વર નામ ગાજે,
જા તો સુધર્મવનમાંહિ સદૈવ જાજે,
તું જાણજે વિષયને વિષવૃક્ષજેવા,
તેને તજાય નહિ તો પછી હાલ તેવા

## હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તું

शिखरिणी

બધી બાલાવસ્થા અણસમજમાં ખોઈ રડતાં,
યુવાવસ્થા વીતી યુવતિજનને પાય પડતાં,
પિશાચી ચિંતાએ નિશદિન રહે ચિત્ત ફરતું,
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તું.
સુખે ખાધું પીધુ ખરચ પણ ખાતે બહુ કર્યું,
પ્રયત્ને પ્રેમેથી પ્રિયજનતણું પેટજ ભર્યું,
ત્રિધા તાપે તારૂં તનમન રહેછે ઉતરતું,
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તુ.
કર્યાં કર્મો કૂડાં કૃપણ પણ તે પેટ ભરવા,
ન શીખ્યો ખાંતેથી ભવજલધિને ભાઈ તરવા,

નકામા કામોમાં નરતન કર્યું સાવ નરતુ,
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તુ
વિચારી જો વ્હાલા વિષયવિષથી શું સુખ થયુ ?
અરે અંધારામાં નરતન નર્યું નિષ્ફળ ગયુ,
નથી સૂતા સૂતાં શ્રમનગર તો કામ સરતુ,
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તુ
ફરીને આ આવુ નરતન ગયુ તે નહિ મળે,
વળે શું આ વિશ્વે તન-જનબળે કે ધનબળે,
સગુ કે સબંધી નથિ સુખ કશુ કોઇ કરતુ,
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તુ
વિવેકે વૈરાગ્યે સકલ મનનો દોષ વિસરી,
સદાચારે ચાલી સુખ સરસ સપાદન કરી,
અહંતા ત્યાગીને તરત મનને રાખ તરતુ,
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તુ
અરે આ માયાના મૃગજલવિષે મોહ કરમાં,
મહાઅજ્ઞાનેથી વગરમરણે મૂર્ખ મરમા,
નથી જન્મ્યુ કોઈ નથિ સમજણે કોઇ મરતુ
હવે તો હેતેથી હરિહરતણું ધ્યાન ધર તુ

દોહરો

કેશવ પ્રભુના ધ્યાનથી, સફલ કરીને કાય
સમજ સખા સમજણવિના, કાલ વૃથા વહિ જાય

## ભાવ ભાઇ ભજાય જો હરિ હવે તો તો ઘણુ સુદર

શાર્દુલવિક્રિડિત

કીધા કર્મ અનેક નિદિત નહી રાખી જરા લાજને,
ઇર્ષ્યા ને અવિવેક દભથકી તે પીડા કરી લાખને,
દીનને દુખ આપવુ પ્રતિદિને તે તો ગણ્યુ તે પગ
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણુ સુદર
નીતિને ન ગણી સદાચરણમા તે પ્રીતિ રાખી નહી,
તુ શીન ન ઓળખ્યુ સુપદ તે ન જ્ઞાન લીધુ કંઈ

આપ્તોના વચનોવિષે પ્રણયથી આપ્યો નહી આદર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુદર
સપેથી સુખ થાય તે નહિ ગમ્યુ કનેશો વિશેષે કર્યા,
દુસગે દુખ ભોગવ્યા અધમ તે પાપોજ પિંડે ભર્યા,
શી થાશે ગતિ આ ભવે પરભવે તેનો ન રાખ્યો ડર
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણુ સુદર
શાસ્ત્રોનો ઉપદેશ તે શ્રવણથી લેશે નહી સાભળ્યો,
જીભેથી ન જપ્યો હરિહર કદી કાન્તાકટાક્ષે ગળ્યો,
જાણેછે જગદીશ સર્વ ગ્ન તે નિત્યે દયા ઠાકર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણુ સુદર;
પુછ્યો પ્રેમથકી નહી પરમ તે રે પુણ્યના પથને,
ખોળ્યા ખાતથકી ખરા પણુ કર્યા તે ધર્મના અથને
રાચ્યો તુ રતિરગની રજવડે ખાંતે થઈને ખર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણુ સુદર,
તૃષ્ણાનો તરસ્યો સદા સુખ થવા આ લોકમા આથડયો
આખે અધ થઈ કુવે કુટિલ તુ પાણીવિનાને પડયો,
છાયા આમ્રતણી ગમી નહી તને ખોળ્યો ખરે ખાખર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણુ સુદર,
ગાયા રાગ ગળાથકી રીઝવવા રહેકા રી લાખ ને,
ચાખ્યો ચાન ચટામગા ચરણુથી દુર્દષ્ટિથી દખતે
ઉન્મત્તાઈથકી ન તે અવસરે સભાળ્યા શ્રીધર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણુ સુદર
પ્હેર્યાં વસ્ત્ર વિગેર સુદર સદા લેવા અરે લ્હાણુ તે,
કીધા ભોજન ભાવતા પણુ ન આપી પુણ્યમા પાણુને,
માતા તાત પ્રિયા વળી ગુરુજનો એનો ન આપ્યો કર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણુ સુદર
ખોયુ બાનપણ બધુ રમતના તે અજ્ઞાતામા રહ્યુ
ભોગોમા વિરતોનિરે તરુણિમા તારુણ્ય તે તો ગયુ
સ્ત્રી-પુત્રાદિકને ગણ્યા સરસ તે સસારની અદર,
[illegible]

થાતી હોત વિશેષ અંતરવિષે હાનુભુત ઠેકતાં,
આજે તો લઈ લાકડી કરવિષે ચાલ્યુ જાયુ ટેકતા
કીધો કાંઈ નહીં ઉપાય તરવા સંસારનો સાગર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર
આવ્યા અંગવિષે વળી પળિ વળી જ્યાં ત્યાં પથારી પડી,
લાગી લાળ પડે મુખે મણમણે છે માખીઓ તો ઘણી;
કંપે કાય વદાય બાળ સરખું એવા થયા વાસર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર
શક્તિ શાન્ત થઈ ગઈ સહજમાં આ ઇન્દ્રિઓની અતિ,
નિત્યે મામ ડર હવે સુખતણા ખોટા વિકલ્પો મતિ
મૃત્યુને મળવા તણું નહિ હવે લેશે રહ્યું અંતર,
ભાવે ભાઈ ભજાય જો હરિ હવે તો તો ઘણું સુંદર

## दुःख धरता अंतःकरणने सांत्वना

### शार्दूलविक्रीडित

મારા પ્રાણુ કહે હવે કેમ કરી હું શાન્ત પાડું તને ?
શું કીધાથી તાપ આ સમયના સ્હેના ઉપાયે શમે ?
જાણી જોઈ વિચારવાન થઈને શું શોક શાનો કરે ?
શાને શોણિતશોષમારક કહે નિશ્વાસ ઉંડા ભરે ?
પ્રારબ્ધાધિન છે ધરાપર સહુ શું ખેદ ખોટો કરે ?
જેણે જન્મ ધર્યો ધરાપર સહુ તે કાળયોગે મરે,
સારા કર્મતણું સદાય ફલ તો સારૂં જ દેખાય છે,
માઠા કર્મતણું સદાય ફલ તો માઠું મળ્યે જાય છે

## प्रभु शी रीते भजाय !

### शिखरिणी

કુમારાવસ્થામાં વિવિધ રમતે તો મતિ રહી
યુવાવસ્થા તે તો વિષયમય વાતોમહીં વહી,
તથા વૃદ્ધાવસ્થા તનુશિથિલકારી દુઃખકરી
વિકલ્પોમાં નાખે ક્યમ કરી ભજાએ નરહરિ !

### निवृत्तिने भजो

उपेन्द्रवज्रा

નહીં કંઇ સાર વિશેષ સારો,
અસાર સંસાર વિષે વિચારો,
તજી તમે સર્વ પ્રપંચ તેથી,
ભજો નિવૃત્તિ સુખ થાય જેથી

### मन सर्वनुं कारण छे

वैतालीय.

મન કારણ દુખનું ખરે,
સુખનું કારણ તેમ તે ઠરે,
મન બંધન આપનાર છે,
મનથી મોક્ષગતિ થનાર છે

### हवे प्रभु भजाय तो सारुं

वसंततिलका

વૃદ્ધત્વમાં મન વિકલ્પ થકી ભમાય,
ચિંતા સદા દુખદ ચિત્તવિષે સમાય,
સૂઝે ન કાંઇ કરવું નહિ કાંઈ થાય,
સારૂં હવે નર હરિહર જો ભજાય

### काल जाय छे तेम जन्म अफळ थाय छे ते विषे

मराठी चालमा

આજ કાલ પરમ એમ દિવસ જાયછે;
દિવસ જાય તેમ જન્મ અફલ થાય છે     આજ૦ ટેક
વિવિધ વિષયનાં સુખો સરસ મનાય છે,
પણ પન રતિરંગમાં સુખે રમાય છે,     આજ૦

* અનેક રાગમાં અને નાટકની ચાલમાં ગવાય છે બિહાગમાં મઝે છે ગાન કરતી વખતે ' હરિ ' એમ બે માત્રા વધારે પણ બોલાય છે

ભોજન મન ભાવતાં સુખે જમાય છે,
જન્મ-મરણ હર્ષ-શોક પણ પમાય છે; આજ૦
મન ભવાટવીનિ જાલમાં જડાય છે,
કૂડ-કપટભાવ અંતરે ધણાય છે; આજ૦
ક્રોધ કામ લોભ મોહ વદિ જાય છે,
શીલ સદ્વિચારરત્ન ખૂટી જાય છે; આજ૦
મેલ માન ને મમત્વ શું મરાય છે ?
હાથમાંહિ કોહીનૂર હા ઠગાય છે; આજ૦
આંહિ ઉભય લોક કાજ શું કમાય છે ?
કનક તજી ધૂળ મૂળથી ધમાય છે; આજ૦
ધામ ધરા કુટિલ કયાં વિચાર કાય છે ?
ભવજલ તર તરત કેમ ભૂલ ખાય છે; આજ૦
પુત્ર મિત્ર કે કલત્ર શું સહાય છે ?
પ્રાણ આ વિંચાય પછી હાયહાય છે; આજ૦
સાધન સુખ સારૂં શું કર્યું જરાય છે ?
ધ્યાન ધર્મ જપ તપ કર કેમ ધાય છે ? આજ૦
વિનય ને વિવેકથી સુખી થવાય છે;
કેશવ હરિનામ રામ કોણ ગાય છે ? આજ૦

## ભવિષ્ય મટે નહિ તે વિષે

*ભરથરીનો રાહ.

ભાઇ ભવિષ્ય મટે નહિ, એવો અદ્ભુત ખેલજી,
હાથ નથી વાત કોઇને, લાખ વાતે લખેલજી. ભાઇ૦
દાનવ દેવ મનુષ્યનું, બળ આવે ન કામજી;
બુદ્ધિ છતાં બેસી રહે, હોય રઘુકુલરામજી. ભાઇ૦
મિથ્યા અભિમાન લોકને, મોહ રાખતા થાયજી;
આખર હાથ હેઠા પડે, ત્યારે સહુ સમજાયજી, ભાઇ૦
દશરથસુત દૈવયોગથી, રઘુકુલપતિ રામજી;
ચૌદ વરસ વનમાં વસ્યા, તજી જન ધન ધામજી; ભાઇ૦

* આની માત્રાએ વધારે ઓછી હોય છે, નિયમ ગાયીએ તો સરખી થાય.

મોટા મોટા મહારાજના, નામઠામનો નાશજી;
સાંભળતા ઇતિહાસ તે, મન થાય નિરાશજી, ભાઈ૦
ઈચ્છાવિના આવી પડે, આધિ વ્યાધિ અપારજી,
એનો અંત તો ન આણીએ, અને વાત અસારજી, ભાઈ૦
વિદ્યા કલા વૈભવ બધા, દૈવયોગનો ભોગજી,
અંતરમાં ઉભરાય છે, રંગ રાગને રોગજી, ભાઈ૦
સારા અને નરતા નરો, ભૂખે દુખે દબાયજી,
સદ્‌ગુણસંપત સર્વની, નિશ્ચે નિષ્ફળ જાયજી, ભાઈ૦
જન્મ-મરણ વિધિ હાથ છે, હર્ષ-શોક વિસારજી,
કેશવ હરિ કર હાથમાં, હૈયાફૂટા ન હારજી, ભાઈ૦

## જ્ઞાન

અનુષ્ટુપ

અસત્ય તેજ છે સત્ય, સત્ય છે અસત્ય છે,
એ અપૂર્વ વિચારોની સદ્‌ગુણીને અગત્ય છે
અનર્થ તેજ છે અર્થ, અર્થ છે તે અનર્થ છે,
વ્યર્થ વાતો કરે તેને, અતિ ગંભીર અર્થ છે
અનાત્મ આત્મનું રૂપ, આત્મ તેજ અનાત્મ છે,
ન જાણે તત્વ તેને તો, મહાઅદ્‌ભુત વાત છે
રાગનું રૂપ તે દ્વેષ દ્વેષ તે રાગરૂપ છે,
ન જાણ્યું જ્યાંસુધી તત્ત્વ, ત્યાંસુધી અંધકૂપ છે
જે શોક તેજ છે હર્ષ, હર્ષ તે પણ શોક છે,
સાર જો સંત સમજે તો, કોણ હું કોણ કોક છે ?
દુઃખ છે તેજ છે સુખ, સુખ છે તેજ દુઃખ છે,
જ્યાંસુધી ન મળે અન્ન, ભાઈ ત્યાંસુધી ભૂખ છે
સ્વપ્ન જાગ્રત જેવું છે, જાગ્રત સ્વપ્નસમાન છે,
ત્રીજી સુષુપ્તિથી ન્યારો, તે ભલો ભગવાન છે
જ્ઞાન અજ્ઞાનનું રૂપ, અજ્ઞાન જ્ઞાનરૂપ છે,
અનક્ષ આપણું રૂપ, જ્યાં વાણી-મન ચૂપ છે
પરમેશ્વર તે વિશ્વ, વિશ્વ તે પરમેશ્વર,
અહો અલૌકિકી જ્ઞાન, સમજી સુખથી તર

## બોધ.

### (૧)

इन्द्रविजय

ઇંદ્રિય સર્વ અખંડિત છે તન સાવ નિરોગિ અને બળ પૂર,
બુદ્ધિ વિચાર વિવેક સહાયક સાધન અન્ય ન કોય અધૂર,
ઇશ્વરનો ઉપકાર ગયો વિસરી વળમા સુખ સાપડ શાનુ ?
કેશવ આળસ આજ કરે પણ પાછળથી નહિ કાંઈ થવાનુ.
છોડ અરે અભિમાન નઠારું કર ઉદ્યમ કેમ રહ્યો કરજોડી ?
વેશ ઘણા ધરના તુજને પણ પાછળ રાત રહી બહુ થોડી,
સુંદર આ તન તે ક્ષણભંગુર ભાઇ અચાનક છે પડવાનુ,
કેશવ આળસ આજ કરે પણ પાછળથી નહિ કાંઇ થવાનુ
અંતરમાંહિ નિરંતર રાખ વિચાર સદાય ખરૂં સુખ લેવા,
ઓળખ યત્નવડે નિજરૂપ અને કર કાયર સજ્જન સેવા;
માનવ ઉત્તમ આ તનનો પણ ડાટ વળે બહુ કાયર થવાનુ ?
કેશવ આળસ આજ કરે પણ પાછળથી નહિ કાંઇ થવાનુ
કયા ભવનુ પ્રિય પાપ નડયુ ન કરી શકે કોય વિચાર વિવેક
બાળપણુ રમતે ગમતે નહિ જ્ઞાન જુવાનપણુ અવિવેક,
આહીંજ શુ અટક્યો વટક્યો પણ આગળ છે અતિ દૂર જવાનુ
કેશવ આળસ આજ કરે પણ પાછળથી નહિ કાંઈ થવાનુ

---

### (૨)

ચોપાઈ

શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, એમા શુ અથડાયો અંધ ?
એ કયા છે માનવનો ધર્મ, મૂર્ખપણામા ભૂલ્યા મર્મ
બાળકપણ જુવાની ગઈ, વૃદ્ધઅવસ્થા આવી રહી,
તો પણ ન મળી આઈ નિરાંત, દિવસ ગયો ને રહિ છે રાત
ઉત્તમ આ અવસર છે આજ, પશુનરપણુથી લાવી લાજ,
કામ ક્રોધ માયા મુખસાર, અંતે આપણ સર્વ ઉતાર
કેવી થાશે વળતી કાન, તેની ખબર પડે નહિ સાન,
સનુને ઉપરાંતી સત્વ ૧ ગમ નઠ મેવી દે રોત

ધર્મ કર્મમાં રાખી ધ્યાન, મદકારક મેલી દે માન;
પરઉપકાર ઉપર કર પ્રીતિ, એજ સદા ઉત્તમ છે રીતિ.
ષડરિપુને સંહારી નાંખ, શું સૂતો મીંચીને આંખ ?
મન છતે તે સાચો શૂર, તેને ક્યાં છે ઈશ્વર દૂર ?
આશાતૃષ્ણા ઓછી રાખ, આખર સર્વ થવાનું રાખ;
મમતામાં તું મરમાં ભાઈ, સાથી ક્યાં છે સર્વ સગાઈ ?
મારૂં તારૂં મૂરખ મેલ, છે માયાનો સઘળો ખેલ;
મોતાને સારૂ સહુ જુવે, કેમ પડ્યો છે ઉંડે કુવે !
મનના તું મેલી દે મેલ, વિષય બધા છે વિષની વેલ;
સમજીને ચંચલ તું ચાલ, ગળતો જાય સહુને કાલ.
સદાચરણમાં ચોડી ચિત્ત, વિવેકરૂપી મેળવ વિત્ત;
ધન યૌવન ચંચલ છે કાય, અણુઅમજણુમાં આયુષ જાય.
આંહિ ગમે તે કરશે ભાઈ, ઉપર ક્યાં છે પોપાંબાઈ ?
ન્યાય થશે ત્યાં ખરો તેમ, નહિ સમજે તું અહિંયાં એમ.
હીરો હાથ ચડેલો હાર, એથી મૂઢ ન ખીજે માર:
સર્વાંતર્યામી છે પાસ, એનાથી શામાટે નાશ?
જે કર તે તે દેખે સર્વ, મેલી દે મનમાંથી ગર્વ;
પાખંડી આ વિશ્વે ઘણા, તેણે પણ રાખી નહિ મણા.
જોઈ વિચારી કરજે સંગ, સાચું સુખ આપે સત્સંગ;
દયા-દાનપર પૂરો ભાવ, શુભ સંપતનો એ છે લાવ.
ખાય ન દે તે અંતે રુવે, સર્વે એકબિજાનું જુવે;
સાર નથી ચિંતા કર ખરી, અંતરમાં અનુભવને ભરી.
તારી મેળે તું તર ભાઈ, ચારે કોરે લાગી લાઈ;
પાણી પ્હેલા બાંધી પાળ, રાખીને સાચી સંભાળ.
હર્ષ-શોકમાં રહી સમાન, ભાવેથી ભજ તું ભગવાન;
કેશવ હરિને ઓળખ મૂઢ, છે છતરાયો તોપણ ગૂઢ.

## આધ્યાત્મિકવિચાર.

માઢ.

મન મારૂં હાય મુઝાય રે, હું ક્યાં જઈ કહું ? ૨૬૦
ચિંતા વધારે થાય રે, હું ક્યાં જઈ કહું ?

આધિ વ્યાધિ ને ઉપાધિ, આપે ખેદ અપાર,
પૂર્વે કીધા કર્મ કારણ તે, મારે ભારે માર,
રે હું ક્યાં જઈ કહું ?
બહુ તાપેથી આ તન ઉકળે, વધે વિનય વિચાર,
નીતિન્યાય કશું નહિ સૂઝે, આ સંસાર અસાર;
રે હું ક્યાં જઈ કહું ?
અકલિત કાલકલા શું કહેવું, ક્ષણભંગુર તન તેમ,
"જન્મ સફલ કરવો શી રીતે", આસુ આવે એમ,
રે હું ક્યાં જઈ કહું ?
સ્વાર્થે જે સંબંધ બંધાનો, અંતે મૃગજલરૂપ,
ધન ને ધામ ધરાને સારે, શું દેવો છે ધૂપ ?
રે હું ક્યાં જઈ કહું ?
પ્યારા પુત્ર કલત્ર ક્યાં છે, ક્યાં છે મિત્ર પવિત્ર ?
અંતે સઘળા અળગા રે'શે, એવી વાત વિચિત્ર ?
રે હું ક્યાં જઈ કહું ?
રૈતકરી હરિહરની સાથે, ભજન કરાય ન લેશ,
આવે છે અસત નઠારા અંતરમાં આવેશ,
રે હું ક્યાં જઈ કહું ?
કેશવ હરિની થાય કૃપા તો, જાય બધા સંતાપ,
તન મન બુદ્ધિ સફલતા પામી, આનંદ આપે અમાપ,
રે હું ક્યાં જઈ કહું ?

---

## खरेखर खेद करावे आ ससार असार

काफी

ખરેખર ખેદ કરાવે, આ સંસાર અસાર,
ધન જન યૌવન મૃગજલ જેવા સાંપડે લેશ ન સાર, ખરે૦
જન્મ-મરણ ભય શોક હર્ષનો, માથે પડે છે માર, ખરે૦
ક્ષણભંગુર તન જાય ઘસાતું, ધાર્યું ન થાય ધરાર ખરે૦
તાપ ત્રિવિધ તન નિત્ય તપાવે, ચક્ષ રહેજ લગાર, ખરે૦
સ્વપ્ને પણ સુખની નહિ આશા, આધિ ઉપાધિ અપાર, ખરે૦
પનપનમાં પગને પગલે પણ, હાનિઓ થાય હજાર, ખરે૦
કાન કારણ વિષયો પણ વૈરિ, કોઈ કરે નહિ વાર, ખરે૦

દેખાય કાઇ અને હોય કાઇ, તેનો પમાય ન પાર, ખરે૦
કેશવ ઓસડ એ દુ ખમાટે, વિનય વિવેક વિચાર, ખરે૦

## कर्मतणी गति न्यारी

मोहणी.

કર્મતણી ગતિ ન્યારી, કેશવ કર્મતણી ગતિ ન્યારી, ટેક૦
અઘટિત ઘટના જેવી રચના, દર્શન દે અણુધારી, કે૦
દુ ખ શોક ભય જન્મ–મરણમા, પરવશ સહુ સ સારી, કે૦
આધિ વ્યાધિ ઉપાધિ વધારી, નિત્ય રડે નરનારી. કે૦
કોઈ હસે તો કાઈ રડે છે, કોઈ કુશન અધિકારી, કે૦
કોઈ વશે વગમા વગડામા, કોઈ સુખી ઘરબારી, કે૦
ભાવ્યા ભોજન કોઈ જમેછે, કોઈ કનેરી ખારી. કે૦
કાઈ ધરે જરિયન હીરાગન, કોઇક કથાધારી, કે૦
કોઈ વિભુતિ ધરે નિજ અગે, કોઈ ભૂપણુધારી, કે૦
સુજનતણી ગતિ નિત્ય નઠારી, દુર્જનની ગતિ સારી, કે૦
વિદ્યાવાન રમે વનમાહિ મૂર્ખ બને દરબારી, કે૦
નિત્ય અજન્મા નિર્વિકાર હરિ થાય વિચિત્ર વિકારી કે૦
પશુ આદિકમા પોતે જન્મે સહુ જનને સુખકારી, કે૦
કેશવ ઇન્દ્રજાલ આ જોઈ, મન–વાણી હરિ હારી, કે૦
પાર ન પામે કોઇ કળેથી, એ તારી બલિહારી કે૦

## ऐश्वरी मायाना वानो ममाव

* भैरवी

જો અરે અદ્દભૂત કેવી ઐશ્વરી આ માયા છે?
ઐશ્વરી આ માયાના, સર્વને વા વાગ છે જો૦
આ મહાભવસાગરે, ભૂલે ઘણા ભરમાયા છે,
નિત્ય સ્વપ્નસમાન આ, ધન ધામમાહિ ધરાયા છે, જો૦

---

* પહેલી કડીમાં ઉર્દૂ પ્રમાણે પ્રાસ ન જોઈએ પણ ગુજરાતી ઢબમાં સાર લાગે માટે નાખેલ છે છેવટની માત્રામા કેટલેક ઠેકાણે ફેર આવશે તે તેનીજ ભાવના બીજ પદથી જણાશે

ભોગ રોગ તણા ભયાનક, દુઃખથીજ દબાયા છે;
રોષ રાગવડે બિચારા રોજ રોજ રિબાયા છે; જો૦
ઇન્દ્રિજાલવિષે છલભેદ, માંહિ છવાયા છે;
વિષયવિષના તેલમાં, ત્રણ તાપથીજ તળાયા છે; જો૦
શોક હર્ષ મમત્વ કરતાં, કૈક નરપણ કાયા છે;
હાય પુત્ર કલત્ર કયાં જનની, જનકને જાયા છે; જો૦
મૂર્ખ ને વિદ્વાન સર્વે પ્રાણીના, ત્રણ પાયા છે;
કયાં રહે અભિમાન અન્તે, કારમી આ કાયા છે; જો૦
જન્મ-વધ-ઘટ-મરણ કામ, ક્રોધ દોષ વરાયા છે;
સૂક્ષ્મ દ્રષ્ટિવડે જુઓ તો, ધર્મ સર્વ પરાયા છે; જો૦
જ્ઞાનજલ-ગંગાવિષે જે, નિર્ગુણી થઈ ન્હાયા છે;
તે ખરા ભવસાગરે, સર્વસ્વ સાર કમાયા છે; જો૦
હાથમાં હીરો છતાં હાંડે, બધા ઠગાયા છે,
ભાગ્ય કેશવલાલના જેણે, જગદ્ગુરૂ ગાયા છે; જો૦

---

## મનના ને માટીના સઘળા, સમજ વિચારો શાણા રે

રુચિરાછંદની ચાલ.

મનના ને માટીના સઘળા, સમજ વિચારો શાણા રે;
સાર ન સમજ્યા તે તે લોકો, પાછળથી પસ્તાણા રે; મન૦
ભૂત પ્રેત પિશાચ મનુષ્યો, રાય રંક કે રાણા રે;
સગાં સહોદર બાંધવ બેલી, પ્રિય અપ્રિય પંકાણા રે; મન૦
ઝાડ પાન પથ્થર પશુ-પક્ષી, ભાવ ઘણા ઊભરાણા રે,
કાબર મોર ચકોર ચકલિઓ, જે જે જન્તુ જણાણા રે, મન૦
પુત્ર કલત્ર મિત્ર સુત સેવક, બંધ વિવિધ બંધાણારે;
લાભ હાનિ યશ અપયશ અથવા, ઓથ અને ઉપરાણા રે; મન૦
જવાહીર જરિયન હીરાગલ, જનરે નગદી નાણાં રે;
ધન યૌવન જન વૈભવ વિધવિધ, શું ભોજન કે ભાણાં રે, મન૦
હોજ હવેલી બાગ બગીચા, કોશ અનેક કરાણા રે;
આભૂષણ ને વસ્ત્ર અનુપમ, ઘાટ અનેક ઘડાણા રે, મન૦
ઘોડાગાડી બેનર ખાડી, દોલત દમડી દાણા રે;
બાધા ભૂષણ રંગ રૂપ રસ, ભૂખ્યા તેમ ધરાણા રે; મન૦

યોગ વિયોગ હાર્યા કે જીત્યા, રુદન રાગ કે ગાણા રે
રાગ દ્વેષ હર્ષ ભ્રમ ભારે, મમતામાહિ મરાણા રે, મન૦
પામ્યા પદ અતિ ઉત્તમ અથવા, વિષયવિષે ચપટાણા રે,
પૂત અપૂત ભૂત કે ભડકા, ઉત્તમ કે અભડાણા રે; મન૦
આશાતૃષ્ણા સુખભોગ ભના, ગુણદોષ ગવાણા રે;
મૂર્ખ મનાણા માનનમા રે, પંડિત થઈ પંકાણા રે, મન૦
કર્તા ભોક્તા માન ધરીને અમથા અતિ અથડાણા રે,
મૂળવગર આ ઝાડ મનાવ્યું, આખર એજ કમાણા રે, મન૦
ભવસાગરને પાર ગયા કે, તરણી સહિત તણાણા રે
પાપ પુણ્ય કે સ્વર્ગ નરકના, સબંધે સધાણા રે, મન૦
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ વગેરે, અગતરંગ રચાણા રે
બુદ્ધિ અને મન હાથ છતા પણ શા સારૂ સપડાણા રે, મન૦
પૂજન અર્ચન પુસ્તક પાના, ભાન અભાવ ભણાણા રે,
કેવળ કલ્પિત એ વરઝોળા, માયામાહિ સમાણા રે, મન૦
કેશવ હરિ તો એક અચળ છે, કમાહિ નથી સતાણા રે,
એક કપાસતણા આ સઘળા, તાણા છે કતાણા રે મન૦

## મન કલ્પનાથી જગત રચાયુ છે

ઇન્દ્રવિજય

જો મન દેશ વિદેશ જુવે કદિ તો મન દેશ વિદેશ થવાનુ
જો મન કનેશ વિશેષ જુવે કદિ તો મન કનેશ વિશેષ થવાનુ,
જો મન નેક નરેશ જુવે કદિ તો મન નેક નરેશ થવાનુ
કેશવ જે શુભ ભાવ રચે મન તે શુભ ભાવ અશેષ થવાનુ
જો મન મિત્ર કલત્ર જુવે કદિ તો મન મિત્ર કલત્ર બને છે
જો મન પુણ્ય પવિત્ર જુવે કદિ તો મન પુણ્ય પવિત્ર બને છે
જો મન ચિત્ર વિચિત્ર જુવે કદિ તો મન ચિત્ર વિચિત્ર બને છે,
કેશવ ચારુ ચરિત્ર જુવે કદિ તો મન ચારુ ચરિત્ર બને છે
જો મન જાય પ્રિયા–પતિમા કદિ તો મન થાય પ્રિયા પતિરૂપે
જો મન જાય સખા સુતમા કદિ તો મન થાય સખા સુતરૂપે,
જો મન જાય ધરા ધનમા કદિ તો મન થાય ધરા ધનરૂપે
કેશવ જાય મહાવનમા મન તો વળિ થાય મહાવન રૂપે.

જો મન ભાઈ લગે ભવમા કદિ તો મન થાય ભવે ભવરૂપે,
જો મન જાય સુલોકવિષે કદિ તો મન થાય સુલોક સ્વરૂપે,
જો મન જાય વિરાગવિષે કદિ તો મન થાય વિરાગ સુરૂપે,
**કેશવ** બધન મોક્ષ ત્રૈલોક ન કોઇ પ્રકારવડે પણ છૂપે
જો વિષયાદિકમાહિ ગયુ મન તો વિષયાદિક રૂપ ધરે છે,
જો સુખભોગવિષે પસર્યું મન તો સુખભોગ થઈ વિચરે છે,
જો મમતે મસળાઇ ગયુ મન તો મમતે મસળાઈ મરે છે,
જો ભવસાગરમા ન ભમ્યુ મન તો ભવસાગર પાર કરે છે
ચચલ ચિત્ત અચેતન ચેતનરૂપ થઇ બહુ ઘાટ ઘડે છે,
ચિત્તવડે ચડતી પડતી પણ ચિત્ર વિચિત્રપણે રખડે છે,
ચિત્ત ધરે અવતાર ધરાપર સ્વર્ગવિષે પણ ચિત્ત ચડેછે,
**કેશવ** ચિત્તવિના ન શું પણ સર્વ ચરાચર ચિત્તવડે છે
દશ્ય અને સઘળુ પ્રિયદર્શન આ મનમાહિ થકી ઉભરાણુ,
ભાવ અભાવ વિકલ્પ વિકાસ મમત્વ વળી મનમાથી કરાણુ;
ચચલ આપ છતા જડ તે મન પામત ચાર દશે પથરાણુ,
**કેશવ** આ મન વશ્ય થયે ભવસાગર પાર સુખે ઉતરાણુ

---

## મનુષ્યજીવનનુ અવલોકન અને બોધ

મદાક્રાન્તા અને વસન્તતિલકા

આ સસારે અણસમજણે દુખ જે જે પડેછે,
તેના તાપે હૃદય તપતુ શોક થાતુ રડે છે,
પામે સાચી સમજણ કદિ તો વળી વૃત્તિ નાના,
તેના ભાવો ક્ષણ ક્ષણ થતા છે નહીં ક્યાહિ છાના
જે આ વિચિત્ર પરમેશ્વરનો પ્રપચ,
તે સર્વ છે સમજણે સુખરૂપ સચ
માયા અવસ્તુ પણ કામ કરે અનેક,
દેહાદિને કરણુ તે વિષયે વિવેક
જ્યાસુધી આ તન મન બધા જીવના હોય આડી,
સારી માઠી સમજણ વળી હોય આ વૃત્તિમાહી,
ત્યાસુધીમા શમ-દમવિષે રાખવી શ્રેષ્ઠ પ્રીતિ
ધર્મો સર્વે સહન કરવા એજ ઉત્કૃષ્ટ રીતિ

છે આ મમત્વમય સર્વ વિના ન કાંઈ,
બાંધે મમત્વ મન કારણુ મોક્ષમાંહી
ઉંડો વિચાર કરતા ન પમાય પાર
એવો અપાર અતિ અદ્દભૂત સૂક્ષ્મ સાર
જેવો આપે જનક સહુને વેશ આ વિશ્વમાંહી,
તેવો પ્રેમે પ્રણુયરસથી જો ભજાનાય આંહી
તો આ વિશ્વે સફલ સમજો જન્મ જાતે ધરેલો
જે છે વારો સકલ સુખને પામના છેક તેનો
જેને વિવેક સુવિચાર વિશેષ આવે,
જેને મને ભજન પૂજન ભક્તિ ભાવે
જે ધર્મ કર્મ કુલવાન થઇ કરે છે,
સંસાર સાગર થકી જન તે તરે છે
કેવો આપ્યો સમય શુભ આ શ્રીનિવાસે કૃપાથી,
સાધી લેવો સુખ સહજ ને સાધનો સર્વ આથી,
જે જાણે છે જન મન દઈ તત્ત્વને સત્યરૂપે
ગાળે છે તે દિવસ રજનિ નિત્ય આનંદરૂપે
પ્રેમે ગૃહસ્થ શુભ આશ્રમ પૂર્ણ પાળી,
જેણે સ્વબુદ્ધિ બહુ સદ્દગુણુમાંહિ વાળી,
જેણે સ્વધર્મ નિજ કર્મ કર્યો વિવેક
તેને પછી ન કદિ પાછળ કામ એક
આવે જે જે ચર અચર આ દૃષ્ટિએ સર્વ દશ્ય
દૈવ ગ્ર કે નિયતિ સહુને વશ્ય રાખે અવશ્ય
ત્યાં વાણી કે દ્રવ્ય ન કદી પ્હોચવાને સમર્થ,
ત્યારે તેનો નિયમ કરવાનો નથી વ્યર્થ અર્થ
જાણ્યાવિના જગતને નહિ સાર કાંઇ,
દેખાય છે નરકનાક સમગ્ર આંહી
ચાલી સદાચરણના શુભ પંથ માંથે
દીધે ન હાર હરિ હાથ ચડે ન હાથે
જે તે રીતે સુકૃત કરીને દૂર દુષ્કર્મ મેલી
ધમાધારે સરસ સુખના રંગમાં ઝૂમ રેની,

અન્તર્યામી અખિલ જગદાધારમા વૃત્તિ જોડે,
તે સસારી સહજ સમયે જન્મની ગાર તોડે
આ ઈન્દ્રજાલ અતિ અદ્દભુત ઇશ્વરી છે,
તેમા વિચિત્ર રચના પ્રભુએ કરી છે,
એના વિચારપર પાત્ર સમગ્ર નાચે,
તે તે શુભાશુભ જગતપતિ જોઇ રાચે

## વારવાર વિચાર થાય મનમાં શો સાર સસારમાં

શાર્દૂલવિક્રીડિત

આપે તાપ અમાપ અતરાગે આવી પડી આધિઓ,
હે છે દુખ અનેક નિર્દયપણે અગે વધી વ્યાધીઓ,
આવે અન્ય ઉપાધીઓ પ્રતિદિને દાખી દિએ દ્વારમા,
વારવાર વિચાર થાય મનમા શો સાર સસારમા ?
ભોગી કર્મ-ઘરે થએલ કહુ શુ કાયા નથી કામની
જતા વાર નથી જરાય ભર તે જાતે હશે જામની,
મોહે થાય મમત્વ તત્ત્વ ન મળે માર્યા જવુ મારમા,
વારવાર વિચાર થાય મનમા શો સાર સસારમા ?
આખુ ઉત્તમ આ શરીર પણ તે છે હાડકા ચામડા,
લોહી લાળ પુરીષ મુત્ર ભરના ખોટા બધા ખામડા,
" મારૂ " માન મમત્વથી મનવિષે માન્યુ સદાકારમા,
વારવાર વિચાર થાય મનમા શો સાર સસારમા ?
ધાયા જે ધન ધામ યૌવનવિષે માયાવડે માણના,
કાયા તે બહુ હ્યેથી અવનિમા એવા ઘણા ધારણા,
જાયા જાતિ પવિત્ર મિત્ર પણ છે પીડા ઘણી પ્યારમા,
વારવાર વિચાર થાય મનમા શો સાર સસારમા ?
ધાર્યુ થાય નહી ધરાર સુખ તો સોણે નહીં સાપડ
ચારેકોર કુસપ ને કલહમા પાણી પડે પાપણે,
પ્યારા પુત્ર જનન આખર અરે ન્યારા ઘડીવારમા,
વારવાર વિચાર થાય મનમા શો સાર સસારમા ?
જાતુ જન્મ જરા વિપત્તિ વયમા અતે અરે એકલા,
અજ્ઞાને સઘળા જનો રડવડી શેકયા કરે શેકલા,

ભૂતોનો ઉપકાર ભૂતલવિષે ભારી દિસે ભાગમા,
વારવાર વિચાર થાય મનમા શો સાર સમાગમા ?
નીતિન્યાય રહે બધે રખડતા રીતો રહે વેગળી,
પ્રીતિ પ્રાણસમાન પ્રેમ ન કરે નીતી વદુ શુ વળી,
જીતી કોઈ ન જાય આ જગતમા તેપાર વેપારમાં,
વારવાર વિચાર થાય મનમા શો સાર સસારમાં ?
કામ-ક્રોધ વિશેષ રોજ મનને સતાપ આપ્યા કરે,
આશા અતરમા અનેક સુખની તે મોત સાથે મરે,
સારૂ કે નરતુ જણાય ન કશુ આધિય આધારમા
વારવાર વિચાર થાય મનમાં શો સાર સસારના ?
દાબે નિર્બલને સદૈવ બલવાન્ સ્વાર્થી ન સામુ જુવે,
લોકો નિર્ધનને ગરીબ ડરતા રે દીન શબ્દે રૂવે,
સારૂં કોઈ સહાય હાય ન મળે હીરો ગયો હા મા
વારવાર વિચાર થાય મનમા શો સાર સસારમા ?
સાય કાલવિષે મળે સહજમા જેવા બધા પખિઓ,
તેવા કર્મબલે મળ્યા સહજમા સર્વત્ર સબધિઓ,
આ જાયા જનની અને જનક તે જાણ્યા અહકારમા
વારવાર વિચાર થાય મનમા શો સાર સસારમા ?
ઇશોના અવતાર તેપણ સદા બધાય છે બેનકા
અજ્ઞાની અડબોથ ડોર સવળા ત્યા આપણે કેવડા ?
કોને કોણ કહે અથાગ પસર્યું અધેર આચારના,
વારવાર વિચાર થાય મનમા શો સાર સસારમા ?
જે જે ભાવ જણાય આ જગતના તે તે નથી આપણા
અજ્ઞાને સઘળા બને મનવિષે સતાપના તાપણા,
નેવાને યમદૂત જીવ જનના બેઠા રહે બારમા
વારવાર વિચાર થાય મનમા શો સાર સસારમા ?

દોહરો

વારવાર વિચારતા વાર ન લાગ્યો લેશ,
એથી કેશવ અતરે, આવ્યો છે આવેશ

## ए सार ससारमा

शार्दूलविक्रीडित

પ્રેમે થાય પરોપકાર પરનો સદ્ધર્મને પાળતા,
નાને આત્મસમાન સર્વ મનમા સભાળથી ભાળતા,
કીર્તિ પ્રાપ્ત કરાય જાય સુખમા આયુષ્ય આ પારમા,
વારનાર વિચાર થાય મનમા એ સાર સસારમા
વારવા ન જન્મ કે મરણને લેવા પડે લોકમા,
નશ્વાનો ન ભરાય અતરવિષે સતાપ કે શોકમા,
પોતે ઇશ્વરમા મળી મન રહે જે શાન્ત આકારમા,
નારનાર વિચાર થાય મનમા એ સાર સસારમા
ભૂતપ્રાણિવિષે દયા પ્રતિદિને ને વશ્ય વાણી-મન,
રાગ દ્વેષ તજાય થાય સુમા પૂરૂ પ્રતાપી તન
દીનોને ધન ધામ દાન કરના સભાર ભડારમા
નારના વિચાર થાય મનમા એ સાર સસારમા

## परिचित स्वार्थ

स्रग्धरा

કાકા મામા કુલાના પરિચય પણ તે મમ કાંઈ ન લાગે,
સ્નેહી સબધિઓના વિનયવચનથી ભૂખ ભાઇ ન ભાગે,
વિદ્યા-વાણીવિનોદે ઘડિક રસ રહે સ્વાર્થમા સર્વ શૂરા,
મોટા મોટા વિચારો અતિ પરવશતાથી રહે છે અધૂરા,
પ્રેમી મિત્રો પવિત્રો ધન જન બન જો હોય તો સર્વ થાય
આવે આપત્તિ કોઇ સકટ સમયથી દેખતા દૂર જાય,
અતે છે કોણ કોનુ તન પણ તજતા લાજ લેશે ન રાખે
આ સસારે અસારે અનુભવ સઘળો થાય છે એક આખે

## केम कमल गयु करमाई ?

होरी

કેમ કમળ ગયુ કરમાઈ? કેમ કૌતુક કેરી નવાઈ? કેમ૦
જેને જોઈ નયન નિત્ય ઠરતા હૃદય રહી હરખાઈ
આનદ આનદ તન મન થાતા અતરમા ઉભરાઈ
ધમકમાહિ રેના ધરાહ,— કેમ૦

પૂર્ણ સરોવર શીતલ શોભે, સભાળ ભારે રખાઈ,
આદિત્ય-ઉદયમય સુખકાન્ક પીડા ન લેશ પરાઇ,
કારણ અન્ય તેવું ન કાંઈ:— કેમ૦
મધ્ય તળે અતિશય છે ઉંડા, તાણ્યા ન જાય તણાઇ.
નાલ નિરોગી વિશાલ વધેલા, પાન રહ્યા પથરાઇ,
શોભે રોજનાથી સવાઇ,— કેમ૦
જલહલ તેજ તમામ હતું તે, હાય ગયું છે હરાઇ.
ભ્રમર ભમી ગુન્જાર કરે છે, ભોળપણે ભરમાઇ,
કેશવ મન જાય મુઝાઈ,— કેમ૦

---

## આ સંસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરા

શાર્દૂલવિક્રીડિત

આવે રોજ વિરોધ કારણવિના સકોય સબંધમા,
આશાપાશ અપાર લાલચ વડે બાંધે બધે બંધમા;
ખોટા વૈભવ ભોગ આખર સુધી ખાંતે મનાયા ખરા,
આ સસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરા
વિદ્યાભ્યાસ ન થાય જીવન વૃથા તે જાય જંજાલમા,
આસ્થા અંતરમા રખાય અટકી આ આળપંપાળમા,
પુણ્યે પ્રીતિ ન થાય ને ન સુધરે ધર્મો બધા પાધરા,
આ સસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરા
કામ ક્રોધ વિરોધ રોજ રગડે લોભે ટળે લક્ષણો,
સસાર વ્યવહારમા પલ પલે સતાપ લાગે ઘણો,
આધ્યાત્માદિક તાપ અતરવિષે લાગ્યા કરે આકરા,
આ સસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરા
પોતાના પુરુષાર્થ પાર ન પડે વિઘ્નો નડે તેવડે,
આધિ વ્યાધિ ઉપાધિઓ અધવચે અત્યત આવી પડે,
જૂઠા ભોગવિલાસને વલખતા સત્કીર્તિના કાંકરા,
આ સંસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરા
ધાટાળા ઘરબાર દાર સુત કો સારા નહી સાંપડે,
કાયા આ કરમાય ભૂખ-તરસે પાણી પડે પાપણે,

પાળી પિંડ સદૈવ પેટવડિએ રે વીસરે શ્રીહરિ
આ સંસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરી
ખોયું બાલપણું બધું રમતમાં અજ્ઞાનથી આથડી,
વીતાડી વિષયોવિષે તરૂણતા સ્ત્રીસંગને સાંપડી,
કાલક્ષેપ વૃથા કરાય પરની કીધા કરી ચાકરી
આ સંસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરી
પ્રેમે થાય પરોપકાર ન કશો નિગ નહી નીતિએ,
ચિંતાએ વિક્ષિપ્ત ચિત્ત ન રહે રાજી કશી રીતિએ,
નૌકા નૈતમ પામતા ન પરને તારાય પોતે તરી,
આ સંસારવિષે અરે અવતરી જાણ્યા ન માણ્યા જરી

## कौतुक कयां कहीए ? मनमांहि विचारी रहीए

मराठी चालनी साखी.

કૌતુક કયા કહિએ, મનમાહિ વિચારી રહિએ
ભવાટવીમાં ભટકી ભટકી, કેવલ પાપ કમાયા,
ઉપર તાપ તળા અણુવાણા, ક્યાંહિ ન શીતલ છાયા કૌ०
સ્વાર્થતણી સાંકળ સવળાને, બનથી બાંધે બનળા,
અનુભવ થાય વળી તેમાથી આખર અનળા સનળા; કૌ०
સાચા ક્યાં સબંધ સગાઈ, ભૂગળવગર ભવાઇ,
યત્નવડે રક્ષણ કરતા પણ, જાય વચ્ચે વણસાઈ કૌ०
વિપત્તિઓ આવી પડવાથી, અથવા અડચણ નડતા,
પ્રૌઢ પ્રેમ અને પરિચય પણ, પેખો પાખા પડતા, કૌ०
ક્ષણભંગુર સંસારવિષે છે ક્ષણભંગુર આ કાયા,
તોપણ મારૂં તારૂં કરતા, માનવ જાય મરાયા, કૌ०
પરિણામે વિષ જેવા વિષયો, મન અમૃત સમ માને,
બોધ વિરોધ શોધ પણ સઘળા, કોણ ધરેછે કાને ? કૌ०
સ્વપ્નસમાન નિરખિએ સઘળું, પણ મેં નાશ ન માયા,
અજ્ઞાને અજાઈ જઈને, મૃગજલ લેવા ધાયા, કૌ०
સદ્‌ગુણ દુર્ગુણ કાંઈ ન સૂઝે, ધર્મ કર્મનું તેલું,
કૂડ કપટ કંકાસ ભરેલું, સઘળું લેવું દેવું, કૌ०

## कोटि उपाय करो पण भविष्य फरतुं नथी.

इंद्रविजय.

જે કરિએ સુખરૂપ ઉપાય ન તે સુખરૂપ થઇ સુખ આપે,
સંકટના હરનાર નિરંતર તે પણ સંકટ કોઇ ન કાપે;
લાભ અને યશ હાથ રહે નહિ ફોકટ યત્ન સમગ્ર જવાનુ,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું.
કોઇ કરે ઉપવાસ અને શુભ ભોજન કોઈ અનેક જમે છે,
કોઈ વને રખડે રઝળે વળિ કોઈ સદા સુખમાહિ રમે છે;
કોઈ કરે સુખપાલ સવારી સહાયક પ્યાદલ કોઇ થવાનું,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહી મટવાનું.
કોઈ સુવે સરદાર બની શુભ છત્રપલંગવિષે પરવારી,
કોઈ કરે ધરતીપર ફાટલ માંકડ ચાંચડમાંહી પથારી;
કોઈ હસે સુખસંપતથી બહુ દુઃખ રૂવે વળિ કોઈ દશાનુ,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહી મટવાનુ,
કોઇની પાસ બદામ ન હોય અને કદિ કોઈ બને ધનવાળો,
કોઈ બને ગુણથી અતિ ઉજ્જવલ પાપથિ કોઇ પડે બહુ ડાગો;
ચિત્રવિચિત્ર બધી રચના જીવરાઈ રહી નહિ તે પણ છાનુ,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનુ.
કોઈ દયાળુ કરે ઉપકાર અને વળિ કોઈ બને અપકારી,
કોઇ બને નરનાયક લાયક કોઈ બને વળિ ભક્ત ભિખારી,
કોઈ લહે અપમાન અપાર અચાનક કોઈ સુમાન મજાનુ,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનું
અંતર કોમલ હોય નિરંતર રોજ રિબાઇ રિબાઈ રડે છે,
આધિ ઉપાધિ અનેક વિવેક જીના છડ ઉપર આવી નડે છે,
ક્યાં ધન યૌવન પુત્ર કલત્ર પવિત્ર અને સુખ માતપિતાનુ,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહી મટવાનુ
આથડવુ પડવું રડવું મરવું ડરવું સહુને શિર આવે,
સદ્‌ગુણ દુર્ગુણ ભાવ અભાવ વિવેક વિચાર ન કોઈ બનાવે;
ડાંપણ આપણ ખાંપણ લાયક હોય ન ઓસડ કોઈ કરાનુ,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનુ

અંતરમાંહિ ભ્યાય નિરંતર જે સુખની અતિ અદ્ભુત આશા,
તે સુખ સ્વપ્નનિધિ પણ દુર્લભ આખર સાર ઘણાંય તપાસ્યા
નાન અરે વિજ્ઞાન ધરે કર ફોકટ ત્યાં બધ દેર દવાનુ,
કોટિ ઉપાય કરો પણ કેશવ ભાવિ ભવિષ્ય નહીં મટવાનુ.

મન કલ્પિત સૃષ્ટિ અને આત્મબોધ.
ઈશ્વરવિવાહનો ઢાળ

આ જ્ગતવાતણો વિચાર કોકમાં રે,
હોય છે હજારમાંહ માત્ર કોકમાં રે સાર૦
જુવો જે જે તમે રચના બધી રે,
તે મનના સંકલ્પથી થઈ બધી રે— સાર૦
જગતજાલ આ વિશાલ સર્વ તેરડે રે,
પુત્ર ને મિત્ર મિત્ર સર્વ એ વડે રે સાર૦
જન્મ–મરણ છે નહી તથાપિ તે કરે રે,
વાસનાવડે વિચિત્ર વેશને ધરે રે સાર૦
સ્વપ્નરૂપ સર્વ શું વધૂ વખાણિએ રે,
સત્યમાની લીધુ બહુય પ્રાણિએ રે સાર૦
કોઇ કોઇને નથી જ કામ લાગતુ રે,
તે જણાય છે બધેય ઢોલ વાગતુ રે સાર૦
ધામ ધન સર્વ ધૂળરૂપ થાય છે રે,
માન ને મમત્વ કોણુ લઇ જાય છે રે સાર૦
ધરે ભાર નિત્ય ચિત્ત મન ભાવતો રે
પાર પ્રાણ જાય તોય નથી આવતો રે સાર૦
ઈન્દ્રજાલ એક આ અહો વિચિત્ર છે રે,
અધિષ્ઠાનમાંહિ ભીંતવર ચિત્ર છે રે સાર૦
દદ ધર્મ કર્મ ચિત્ત કલ્પના કરે રે,
કોઇ છે નહીં કદાપિ ચિત્ત જો મરે રે સાર૦

'मनुष्याणां सहस्त्रेषु कश्चिद्यतति सिद्धये' એ ગીતાના શ્લોકાર્થ ઉપ
રથી ૧૯૪૫ આશ્વિ૦ વિ૦ કેના

ઇન્દ્રજાલ આ વિશાલ તો અપાર છે રે,
તત્ત્વ શોધવું સદૈવ એજ સાર છે રે; સાર૦
માનિએ મને સદૈવ તેમ થાય છે રે,
દ્વૈતભાવ રાખવા થકી ડરાય છે રે; સાર૦
નિત્યશુદ્ધ બ્રહ્મ સ્વપ્રકાશ એક છે રે,
ઓળખાય એમ તોજ તે વિવેક છે રે; સાર૦
અધિષ્ઠાનમાં વિવર્તભાવ થાયછે રે,
બોધથી વિરોધ સર્વ ટળી જાયછે રે; સાર૦
ઉર્મિઓ સમુદ્રમાહિ જેમ ઉડશે રે,
તેમ ચલન એક અધિષ્ઠાનમાં થશે રે; સાર૦
કાંઈ હોય તે બધુંય બ્રહ્મ જાણિએ રે,
તર્ક કે વિતર્ક અંતરે ન આણિએ રે; સાર૦
ધર્મ–કર્મ નિત્યના પવિત્ર પાળિએ રે,
નીતિરીતિમાં વિચાર નિત્ય વાળિએ રે; સાર૦
સમય જાય તે ફરી ફરી નહીં વળે રે,
માન ને મમત્વમાહિ સાર શું વળે રે, સાર૦
જાય બંધ–મોક્ષ તે ઉપાય આદરો રે,
શોક શાન્ત થાય તેજ પંથ પાધરો રે. સાર૦
છિએ કેશવ હરિ એક નિત્ય આપણે રે,
બંધ મોક્ષ દૂર થાય એક ડાંપણે રે સાર૦

---

## આ સંસારે અણસમજણે ક્લેશ વિશ્લેષ થાય.

મંદાક્રાન્તા.

સારા સારાં સકલ કુલ તે નાશ પામી ગયા છે,
ભારે ભારે ભુવન સઘળા ધૂળધાણી થયા છે,
પૂરે પાપે પરમ સુખના સાધનો સંકડાય,
આ સંસારે અણસમજણે ક્લેશ વિશ્લેષ થાય
વિદ્યા વધે વિનય વિસરે, ક્રોધમાં જોશ આવે,
આધિવ્યાધિ પ્રતિદિન વધે અન્ન ભાવે ન ભાવે,

શ્રીમંતાઈ સુખ કુશલતા થાય જોતાં વિદાય,
આ સંસારે અણુસમજણે કલેશ વિશ્લેષ થાય.
સંભારો ને યદુકુલ અને કૈરવો પાંડવોને,
એની સત્તા ધન જનવિષે હોય સંદેહ કોને ?
નાના મોટા કુશલ નર તે ભ્રાંતિભૂતે ભમાય,
આ સંસારે અણુસમજણે કલેશ વિશ્લેષ થાય.
કામ-ક્રોધે કપટ કરતાં લોભ-મોહે લદાય,
ગાણા રાણા સુભગ નરની હાય તૂટે સહાય;
કાયામાંથી કનકવરણી કાન્તિ ને શાન્તિ જાય,
આ સંસારે અણુસમજણે કલેશ વિશ્લેષ થાય.
કોનાં છે આ ધન જન ધરા સ્વપ્નના ખેલ જેવાં,
વાડી ગાડી સરસ ભુવનો સર્વ સંબંધી તેવાં;
' હું ' ' મારૂં ' એ પરમ મમતામાંહિ મિથ્યા મરાય,
આ સંસારે અણુસમજણે કલેશ વિશ્લેષ થાય.

---

## બોધ.

અનુષ્ટુપ્.

પશુ પક્ષી મનુષ્યોમાં, અવતાર ઘણા થયા;
વસંત ગ્રીષ્મ શિશિર, વીતી કાળ ઘણા ગયા
ભોગવ્યા ભાવથી ભોગ, તોય ભૂખ ટળી નહીં;
લાખો જન્મ વળી લીધા, તોય લાજ વળી નહીં.
બહાર વિષયો સેવી, અંતરે શાંતિ જો થશે;
વિદ્યા વિનયને યોગે, અવિવેક ટળી જશે.
આશાતૃષ્ણા કરી દૂર, હવે તો હરિને ભજો;
માયાને તરવા માટે, મમત્વ મનનું તજો.

---

## મૃત્યુવિષે વિચાર

ચોપાઈની ચાલ.

કાલ કોઈ પ્રકારે ન છોડે, સુખ સંબંધ આખર તોડે;
કોઈ જન્મ થતાં વેંત જાય, કોઈ ગર્ભમાંહીથી મરાય.

કોઈ પાંચ અને પચવીશે, કોઈ કાળ ગજે છે ત્રીશે,
કોઈ ચાળીશ કોઈ પચાશે, એમ રે'તું નથી કોઈ વાસે,
કુલજાતિ નહિ કાળ જાણે, તાણી જાય બધાને પરાણે,
શોક થાય અરે કેમ કરિએ ? આસુ ખેરતા આખર મરિએ

## जन्मगाठना उत्सवविषे
दोहरो.

જન્મગાઠના હર્ષમા, ખાય બજાવે ગાય,
પણ પામર સમજે નહિ, દિવસ ગાર્યનો જાય
દિવસ માસ વર્ષો જતા, વયમા નિત્ય વધાય,
સૂક્ષ્મરીતિથી નિરખતા, આયુષ ઓછું થાય

## अज्ञानना आवरणमां खोया बधा दिनखेलमां
हरिगीत

જન્મ્યા પછી માતાપિતાના અંગપર આળોટતા,
નાના પ્રકારતણી રમતમા એક ચિત્તે ચોટતા,
રમતા અને ભમતા સદા ગમતા બધાને ગેલમા,
અજ્ઞાનના આવરણમા ખોયા બધા દિન ખેલમા
ગેડીદડા ભારે ભમરડા ચાર આખવિ ચામણી,
નાગેરિયા ગોકળ તતી મનકુસ્તિની ક્રીડા ઘણી,
ઢજિયા અને કંકાસ કીધા મૂર્ખતાના મ્હેલમા,
અજ્ઞાનના આવરણમા ખોયા બધા દિન ખેલમા
વયમા વધ્યા વ્યવહાર ને વ્યાપારમા પ્રેમે પડ્યા,
શીખ્યા ન શીખ્યા કામ કરતા ચિત્તમા વિષયો ચડ્યા,
માણી ગમે તે મોજમા છેની ગયા બહુ છેલમા,
અજ્ઞાનના આવરણમા ખોયા બધા દિન ખેલમા
વનખેલ માટે ખૂબ રઝળ્યા ઝાડના બહુ ઝુંડમા
નાહ્યા નદીમા વાવમા ને કમલવાળા કુંડમા,
ડાપણ ઘણું દીઠું સદા બહુ દોષથી બગડેલમા,
અજ્ઞાનના આવરણમા ખોયા બધા દિન ખેલમા

પુત્ર પ્રિયાના પ્રેમમા ને પેટની પચાતમા,
નવરાસનુ નામે ન લાધે વિવિધ વરામી વાતમા,
લુચ્ચાઇને ચતુરાઇમા રેલી ગયા બહુ રેલમા,
અજ્ઞાનના આવરણમા ખોયા બધા દિન ખેલમા
વિદ્યા ભણ્યાથી વાદ ધન મળવાથકી મદ થાયછે,
અધિકારની સત્તા વળી વિપરીત તાણી જાયછે,
માનુ ન ફેર મનુષ્યમા ને બુદ્ધિહીણા બેલમા,
અજ્ઞાનના આવરણમા ખોયા બધા દિન ખેલમા
સુખ ભોગના બહુ શોધમા આયુષ્ય એળે જાય છે,
સુખના ઉપાયોમાહિથી પણ દુખ વધતા જાય છે,
સમજણવિના જન સર્વ ઠેબાં ખાય ઠેવાઠેલમા
અજ્ઞાનના આવરણમા ખોયા બધા દિન ખેલમા
બાલક અવસ્થા બાળપણની બુદ્ધિમા વીતી ગઇ
યૌવન ગયુ યુવતીવિષે છળભેદમા છીતી રહી,
વૃદ્ધા-અવસ્થામાહિ તો જન હોય જાણે જેલમા,
અજ્ઞાનના આવરણમા ખોયા બધા દિન ખેલમા
હીરો ચડેલો હાથમા ભૂલી ગયા બેભાનમા,
શુભ ધર્મ કર્મ વિચાર કે નહિ ભાન પણ ભગવાનમા,
સમજી ન લીધો ઓથ શુભ સત્સગ શીતલ વેલમાં
અજ્ઞાનના આવરણમા ખોયા બધા દિન ખેલમા
શમ-દમ સરલતા સાચવો શુભ રીત સમજી સાનમાં
પુણ્યે પ્રણય ને પ્રૌઢતા દઢભાવ નીતિનિદાનમા,
દેખાય કેશવ એક હરિ આનદસાગર ભેલમા,
તો તો અરે સસારમા ખોયાઁ નથી દિન ખેલમા

---

## જીવને બોધ

શિખરિણી

હજી શુ તું મૂતો સમજણ વિના આ સમયમા ?
થશે સારૂ ગાથી સ્મરણ કર સાચુ હૃદયમા;

પછીથી પસ્તાશે પરવશ દશામાંહિ પડતા,
મહાપાપે તાપે લવ પણ ન વિશ્રામ જડતા
ઘણો શું ગુચાયો સુત-સહચરીરૂપ ઘરમાં,
ભમાઈને ભાઈ ઉદય કરવાનું વિસરમા,
છકી ઘદાયો છો છળ-કપટમાં કામ કરતો,
જશે ક્યાં તું નાસી ? મરણભયથી દુષ્ટ ડરતો
જગ જોને જાગી અવસર મળ્યો છે ઉદયનો,
ભરોસો શો સાચો ધન જન ધરા ધામ વયનો;
વિલાસે વિશ્વાસે સુખ સરસ માની ભટકમા,
અહંતાના તારે કુશલ કરવાથી અટકમા
તજી મારૂં તારૂં ભવભય જવા ભાન ધરતા,
સદા પૂરે પ્રેમે જપ તપ સદાચાર કરતા,
વિચારીને ચિત્તે વિષમ વિષયાસ્વાદ વિસરી,
વિવેકે વૈરાગ્યે કર શરણ તું **કેશવ** હરિ

---

## प्रभुविना कोईथी कशु दु ख कपाय ?

उपजाति

અંગે અતિ આધિ ઉપાધિ આવે કે દૈવનો કોપ કદી ડગાવે
પીડા જુવે પાસ રહી બધાય ન કોઈથી દુ ખ કશું કપાય
અનેક ઇષ્ટ મિત્રને વિયોગે વહાયછે અંતર ભાગ્યભોગે
દુખે કદી દૂર રહ્યાં રડાય, ન કોઈથી દુ ખ કશું કપાય
માતા પિતા પુત્ર કલત્ર મિત્ર પતિ પ્રિયા પ્રાણસખી પવિત્ર,
ટોળે મળી સર્વ ભલે ભરાય ન કોઈથી દુ ખ કશું કપાય
ભલા ભલા હોય ઘણાય ભાઈ, સ્નેહી સગા બેન બનેવિ બાઈ
અન્તે નકામો શ્રમ સર્વ જાય ન કોઈથી દુ ખ કશું કપાય
કૃપા કરે કેશવરામ જેને તૈયાર છે સર્વ સહાય તેને,
જો પૂર્વના પુણ્ય પ્રકાશ થાય, તો સર્વથી દુ ખ બધાં કપાય

## मींदडु काढतां उट पेट

झुलणा

દુખથી છૂટવા દેહ છેડ્યો ધર્યો વાત ભૂલાય તે અજ્ઞભાવે,
કામ ને ક્રોધ ને લોભના પાશમા દુખ છે તોય આનંદ આવે
પાપના કર્મ બંધાયછે એવડા હાય હૈયુ વહ્યુ જાય હેઠુ,
ઉદયને ઇચ્છતા અસ્ત આવી ગયો મીંદડું કાઢતા ઉટ પેઠુ
ધર્મ ને કર્મને કોઇ સમજે નહીં નીતિની રીતિથી અજ્ઞ જેવા
દેશ બદલી ગયો વેશ બદલી ગયો કોઇ કરતા નથી દેવસેવા
સુધરવા જાય પણ બગડતા જાય છે એક બીજાતણુ ખાય એઠુ,
હાય માઠી દશા દેશની થાય છે મીંદડુ કાઢતા ઉટ પેઠુ
શાસ્ત્રની વાતને સાભળે કોણ છે કોણ અભ્યાસનો ભેદ જાણે
શુ સદાચાર તે વાત સમજે નહીં રાગને રગમા ખૂબ માણે,
ઉપર શુભ દેખિએ માહિ દુસ્સગ છે છદમા છાબકુ છેક એઠુ
રંગની ખાસડા બેય ખમવા પડે મીંદડુ કાઢતા ઉટ પેઠુ

---

## कनक अने कामिनीनो महिमा

( નાથ કેસે ગજનો બંધ છુડાયો ) એ રાગ

કનક કામિનીથી નથી કોણ મોહ્યા ?
દેવ દાનવ માનવ જોયા — ન૦

વિદ્યા વિનય વિવેક ભરેલા ભવસાગરના બોયા
કાચનને કામિનીને કાજે, રણુવગડે જઇ રોયા, કનક૦
રાતદિવસ જપતપથી જેણે, અંતરના મન ધોયા,
એવાએ અબળાઇ જાઇને લોક અલૌકિક ખોયા, કનક૦
રાગી વિરાગીને એણે ઠોકર મારી ઠોયા
દર્શનથી લલચાવી બધુને, પાપપથમા પ્રોયા કનક૦
કેશવ હરિની કેવી માયા, બળિયાને પણ બોયા
ગુણવાનોના ઉત્તમ ગુણને પલમા પ્રાણ વગોયા કનક૦

## વિચારી ચાલવાવિષે

(જગત હૈ રૈનકા સુપના) એ રાગ

કઠણ છે કાલની કરણી, વિષમ સંસારની સરણી
તણાણી જાયછે તરણી, વિચારી ચાલજે વ્હાલા
ન ભરના ભૂનના ભારા, સમજના ધર્મના ધારા,
ખરૂં હિત હાથમાં તારા, વિચારી ચાલજે વ્હાલા
અખિનમાં શું રહ્યો ખેની ? મરી જાવું બધું મેલી
છતી એ વાત છે કેની, વિચારી ચાલજે વ્હાલા
ઠગાઇ આ વૃથા ઠાઠે, ભરાઇ જાઇશમાં ભાઠે,
સુમ્મેથી ચડ્યો કાઠે, વિચારી ચાલજે વ્હાલા
બધું ખાતું ખપી જાશે, પથિક તું શું પકડી ખાશે ?
વિપદમાં પ્રાણ પસ્તાશે, વિચારી ચાલજે વ્હાલા
રહેછે શત્રુઓ સંગે, રમેછે શું હજી રંગે ?
ભના ભય રાખતો ભગે, વિચારી ચાલજે વ્હાલા,
ખરીદીને ખરૂં ખંતે, જવું નિજ દેશમાં અંતે
તણાતો તું રખે તંતે વિચારી ચાલજે વ્હાલા
બરાબર ખેલજે બાજી, થશે હરિરામ તો રાજી,
ન પાકે ભાટકયે ભાજી, વિચારી ચાલજે વ્હાલા

---

## મનુષ્યને બોધ

ભુજંગી

હઠીનાઇમાં હોશ ભ્રાંતી ધરોછો,
સદા સ્વાર્થથી કર્મ કૂડા કરોછો,
તમારી દશા શી પછીથી થવાની ?
હવામાં દિનાની જુવાની જવાની
ખરૂં ખોળવામાં રહો નિત્ય ખંતે,
રહો સદ્‌ગુણે સર્વદા સર્વ સંપે
નથી કોઇના કોડ પૂરા થયેલા,
બધા બુદ્ધમતોણ બેઠા રહેલા,

ન વીત્યાવિના દુઃખનું ભાન થાય,
ન જાણ્યાવિના ભ્રાંતિનું ભૂત જાય.
અમારાં અરે દૂરથી ગાત્ર કંપે,
નથી સાર જોતા જરાએ કુસંપે.

## અન્તે કાંઈ અચલ નથી.

શિખરિણી.

દયાવાળા દેવો મુનિવર અને માનવ ગયા,
કયા રાજા રાણા બહુ બલંકરે નિશ્ચલ રહ્યા ?
નષ્ટ થાત્યા સર્વે વિવિધ વિભવો ભવ્ય ભુવન,
ભરોસે શું ભૂલે નહિ અચલ અન્તે ત્રિભુવન.
યશસ્વી માધાતા નૃપ નલ હરિશ્ચન્દ્ર સગર,
સિધાવ્યા મેલીને સહજ સુખ સંપત્તિ નગર,
કર્યું કૂડે કાલે ખબર ન પડે એમ અદન,
ભરોસે શું ભૂલે નહિ અચવ અન્તે ત્રિભુવન
શિબી શર્યાતિ ક્યાં ગયા પૃથુ અને રામસરખા,
હવે તું શું જોઈ જગત જનને હાલ હરખા ?
અરે આ છે મિથ્યા કર મનવિષે કાંઈ મનન,
ભરોસે શું ભૂલે નહિ અચલ અન્તે ત્રિભુવન.
સતી સીતા તારા દ્રુપદતનયા આજ ન મળે,
થયું ને થાવાનું જગત સઘળું ઉપર તળે;
શમાવાનાં સર્વે અવનિ જલ ને તેજ પવન,
ભરોસે શું ભૂલે નહિ અચલ અન્તે ત્રિભુવન.
વિનાશી છે વ્હાલા ક્ષણિક વિષયોનાં સુખ ખરે,
નિહાળે જાતે તે પ્રભુસ્વરૂપ પ્રત્યક્ષ નજરે;
કરે કોની સાથે ધન જન ધરા ધામ ગમન ?
ભરોસે શું ભૂલે નહિ અચલ અન્તે ત્રિભુવન.
સખા પુત્રો મિત્રો તે સકલ સુખ દેનાર ચપલ.
કૃપાળી કૃદે સત પણ નથી કેશવ કવ;

સદા જોડી દે તુ હરિચરણમા ચચળ મન,
ભરોસે શુ સૂવે નહિ અચળ અન્તે નિભુવન

## વિષયોમાં વૈરાગ્ય કઠણ છે

હરિગીત

જોયા ઘણા આ જગતમા યોગી વિયોગી ભોગિઓ
નિર્ધન દરિદ્રી દીનજન રડતા રખડતા રોગિઓ
ઝીણી નજરથી નિરખતા ધન ધામની તકરાર છે,
વિષયોવિષે વૈરાગ્ય તો તરવારની ખર ધાર છે,
સસારસુખ સઘળુ તજી વનવાસ કરવા જાય છે,
સઘળુ ક્ષણિક જાણ્યાછતા બહુમાન પણ બધાય છે,
શમ દમ અને શ્રદ્ધા તિતિક્ષા કામ શુ કરનાર છે ?
વિષયોવિષે વૈરાગ્ય તો તરવારની ખર ધાર છે
તાણે ત્વરાથી ઇન્દ્રિયો મનને મથી નિજ દેશમા
સાચુ સ્મરણ વિસરાય છે અજ્ઞાનના આવેશમા,
સાથે થયા ઉત્પન્ન કામ ક્રોધ ક્યા જનાર છે,
વિષયોવિષે વૈરાગ્ય તો તરવારની ખર ધાર છે
મૃગજલસમાન સમગ્ર પણ આસક્તિ અન્તે છે ખરી
બહુ થાય હૈયે હર્ષ શોક સદાય સુખ–દુખે કરી,
મોહાધ મનગાતગને નર કોણ વશ કરનાર છે ?
વિષયો વિષે વૈરાગ્ય તો તરવારની ખર ધાર છે,
સસારના વ્યવહારમા સુખ હોય સોમા કોકને,
તો પણ વૃથા તૃષ્ણા વડે અતિલોભ લાગે લોકને
વર કોણ કષ્ટવિના અનાથ વિરક્તિને વરનાર છે ?
વિષયોવિષે વૈરાગ્ય તો તરવારની ખર ધાર છે
નાસ્ત્રો પુરાણો વાચનાર નીતિરત ગણાય છે,
આ લોકમા નહિ તો નકી પરલોકમાહિ ગણાય છે,
સમુદાયમાં સિદ્ધાઇની વાતો ઘણા વદનાર છે,
વિષયોવિષે વૈરાગ્ય તો તરવારની ખર ધાર છે

ઉ કોણુ એવો કુશળ કેશવ કરણુ આના કામમા,
શકા ન કરની કાઇએ હરિભક્ત આત્મારામમા
ખરા સદાચરણુી મહા અભ્યાસથી ઘણ્ણાર છે
વિયોવિરે વૈરાગ તો તરવારની ખર ધાર છે

## નિ:સાર સસારમા એક સાધિએ ત્યા તેર તૂટ

ઝુલણા

કાળના યોગની ખબર પડતી નથી કર્મના ખેલને કોણુ જાણે ?
બુદ્ધિબળઆદિ શુભ સાધનો સમટા કામ આવે નહી કોઈ ટાણે
પાપની રાશિનો હોય વધનાથકી પૂર્વના પુણ્યની ખાણ ખૂટે
સાવ નિ સાર આ હાય સસારમા સાધિએ એક ત્યા તેર તૂટે
દુખણી ગાયને હોય ઝાઝી બગા દૂખતા અગપર હેસ વાગે
ભૂત ભાગી ગયુ હોય નહિ ને વળી ઉનડુ અગમા પલિત જાગે
એમ્પર એક છે આધિઓ વ્યાધિઓ બધો ખેવડા કેમ છૂટે ?
સાવ નિ માર આ હાય સસારમા સાધિએ એક ત્યાં તેર તૂટે
અનુભવી હોય તે જાય સમઝ બધુ અજ્ઞને થાય સદેહ મોટો,
હોય અભિમાનનો હેતુ કદિ હાથમા તોય તે માર્ગ છે છેક ખોટો
કામ ને ક્રોધ ને લોભ ને મોહ તે વીરતા ધીરતા ધર્મ લૂટે
સાવ નિ સ ર આ હાય સસારમા સાધિએ એક ત્યા તેર તૂટે
હોય આશા ઘણી અતરે તોયપણુ થાયછે હાય તે ધૂળધાણી
સૂનડુ સાધતા ઉનડુ થાય છે સર્વ પરત નતા જાય તાણી
શોક કરવાથકી શોક બાકી રહે કાળના યોગથી કર્મ ફૂટે,
સાવ નિ સાર આ હાય સસારમા સાધિએ એક ત્યા તેર તૂટે

## આ સુના સસારમા મારુ કાઈ નથી

એ ધવજીના મહિનાનો રાગ.

કોઈ નથી મારૂ સૂના સસારમા
વૈરાગી થઇને મે લીધો વેશજો
ભગવતના ભાવેથી આજ ભજનના
તાણી બાધ્યામાં નહિ સાર વિશેષજો કો૦

સુખ આપી ન શકું તુને સંસારનું,
પ્રેમ વડે અંતરમાં ઉપજે તાપ જો;
અંતર્યામી ઈશ્વર તે જાણે બધું.
પૂરાં પાડમાં પૂર્વજન્મના પાપ જો; કો૦
આપ્યા જવામાં પણ બાધ ઘણોય છે,
જ્યાં જાવું ત્યાં સાથે હોય શરીર જો;
મન મારી સુખ માનીને બેઠો રહું,
ભાર ભર્યો અંતરમાં બહુ ગંભીર જો કો૦
શુદ્ધ હરો તે સાચા સુખનું ધામ છે,
નહિ તો નરકવિષે થવાનો વાસ જો;
અહીં પણ રખડી રખડીને થાકી જશે,
તન-મનને થવાનો અંતે નાસ જો; કો૦
સંબંધી સ્નેહીનું ઝઝું શું કહું ?
સંતોષ દઈ ન શકે તું પણ તેમ જો;
એથી અંતરમા ઉત્પાત થયા કરે,
તું જ કહે કે ત્યારે કરવુ કેમ જો, કો૦
જેવો હું તેવો દેખુ આ લોકને,
તે મુને લાગે છે મારો દેષ જો,
સ્નેહ અને સંબંધ પ્રમાણે ચાલતાં,
અવળું ફલ આપે અતરમાં રોષ જો, કો૦
વિશ્વાસે વ્યવહાર બધો ચાલ્યા કરે,
હર્ષ-શોક પણ વિશ્વાસેજ પમાય જો,
એ વાતો સમજાવુ કોને એકલો,
મનની વાતો મનમાં સર્વ સમાય જો, કો૦
સંપ અને સુખ મનમાથી મુને ગળે,
વિદ્યા વિનય વિચારવિષે છે પ્રીન જો,
પણ સર્વે એવા શી રીતે સાંપડે,
ગુણ-પ્રકૃતિની જુદી જુદી રીત જો; કો૦
શું કરવાથી અંતે ફલ સારૂં થશે,
ખબર પ્રથમથી ન પડે તે તલભાર જો,

નહિ તો સંકટ અણધાર્યાં આવે નહિ,
સુગમ પડે છે શોધી લેવા સાર જો,
પ્રાણીમાત્ર વિચિત્ર રચના ગોગરા,
આ પૃથ્વી પરમેશ્વરની ચોપાટ જો,
કેશવ હરિ અંતે એને છે એકવે
અંતરમાં શું કરિએ આજ ઉચાર

## સંસારનો સાર

ભૈરવી

સાર મેં જાણ્યો હવે સંસારનો હે મિત્ર મારા
ઇંદ્રજાલ વિશાલ મોહ કરે અરે અજ્ઞાનિઓને,
ભાવ જે ઉભરાય તે તે છે બધા મનના ગમારા
સ્વપ્ન અદ્ભુત આ બન્યું સાચું અને ખોટું નહીં તે,
દેખિએ તે ક્યાં રહે ધન ધામ સુત મિત્ર દારા
જેમ જેવું માનીએ તેવી દશા દેખાય આ મેં
ભેદ શામાટે ધરૂં મૂર્ખાઇમાં સારા નઠારા?
હર્ષ ને ભય શોક શેના? માન ને મમતા ન મારે,
છે તથા વ્યવહાર ને પરમાર્થના સર્વે સુધારા
કેમ આમ ન થાય હું કરનાર છું એવા વિચારો
જે કરે મનમાહિ તે દુખે દમાયા છે બિચારા
વસ્ય ને પરવસ્યનામાં, એન નાટકનો નિહાળું,
છે સદા આનંદ કેશવ પાદપદ્મે પ્રાણપ્યારા

**વિભાગ ત્રીજો**

**સમાપ્ત.**

# વિભાગ ૪ થો.

## વ્યાવહારિક નીતિ—રીતિસબંધી,

* પણ કોઈ શુ સંસારમાં જીવન જરા આપી શકે ?
હરિગીત

છે જ્ઞાનને આધીન સર્વે તે કશુ નહિ જાણતા,
લક્ષ્મીતણા વૈભવવડે અત્યંત સુખને માણતા,
એ તે મિથ્યા શુ કરે ચમત્કારવડે સ્હા પી નકે,
પણ કોઈ શુ સંસારમા જીવન જરા આપી શકે ?
તન મન અને વાણીવડે પીડે અહર્નિશ પ્રાણિને
સતોષ માને સર્વદા સંસારના સુખ માણિને
આઝુ કરે તો સર્પની ફણુ પગવતે દામી શકે,
પણ કોઈ શુ સંસારમા જીવન જરા આપી શકે ?
પરમાર્થક જે પિંડ પોતાનો ખુવે પતના મા
એવા મહાશુરા જનો દીઠા ઘણા સંસારમા
સાહમ કરે તો હેતથી હાથે હલાહલ પી શકે
પણ કોઈ શુ સંસારમા જીવન જરા આપી શકે ?
આજે બનાવે આગગાડી ઇન્જિનોથી ઓપતી
બ એ બનાવે આગબોટો બુદ્ધિશાલી જે અતિ,
કરિ અંતરીક્ષવિષે વિમાનો વેગથી ચલવી શકે,
પણ કોઈ શુ સંસારમા જીવન જરા આપી શકે
બહુ વીજળીના તાર ટેલીફોનને બાંધી શકે,
છેટે રહેલા દેશના સબંધને સાધી શકે
ઉદ્યોગ કરતા કોઈ દિન વરસાદ અવતારી શકે
પણ કોઈ શુ સંસારમા જીવન જરા આપી શકે ?
જલ અગ્નિને આધીન રાખે વાયુને વશ લે કરી,
તેનાવડે યંત્રો ચલાવે સ્થિર ન બેસે ક્ષણ ઠરી
પ્રેમે પ્રયકરણો કરી બહુ શોધ દર્શાવી શકે

* બહુ રસિક અનુક્રમ પ્રમાણે નથી તોપણ C ડી ઠે લિ કતા

પણ કોઇ શું સંસારમાં જીવન જરા આપી શકે ?
પશુપક્ષિઓ ફુલફૂલ ને વૃક્ષો વળી સુંદર કરે,
જેની ક્રિયા ને રૂપ જોતાં આપણું અંતર ઠરે;
પશુ-પક્ષિઓને કળ કરી અતિશય ચલાવી તો શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે ?
સ્થલ હોય ત્યાં તો જલ કરે જલ હોય ત્યાં તો સ્થલ કરે,
હિકમત કરી બળિઆ બને વનરાજ જેથી થરથરે:
નલિકાવિષે સર્વે ગ્રહો ગણુના ગણુના કરી શાની શકે,
પણ કોઇ શું સંસારમાં જીવન જરા આપી શકે ?
ભારે ભયાનક જંગલોમાં ભટકતા ભૂખ્યા ફરે,
આહાર ઇચ્છા થાય તો તે ફુલ કે ફલનો કરે;
તપ ઉગ્ર આરંભે કદી તો ધૂળ પણ ફાકી શકે,
પણ કોઇ શું સંસારમાં જીવન જરા આપી શકે ?
ઘરબારને મેલી દઇ વૈરાગ્યથી વનમાં રહે
તપ તપી તડકાટાઢનાં દુઃખો શરીરે સૌ સહે;
કદિ ખાઈ વનફલ-ફૂલ પણ પંચાગ્નિને તાપી શકે,
પણ કોઇ શું સંસારમાં જીવન જરા આપી શકે ?
ધનબલ અને જનબલ અને વળિ બુદ્ધિબલના યોગથી,
ઉત્તી જનોને મેળવે જય કર્મના સંયોગથી;
કદિ ધર્મના પંથો અને સંસ્થાનને સ્થાપી શકે,
પણ કોઇ શું સંસારમાં જીવન જરા આપી શકે ?
જલ અગ્નિના સંયોગથી યંત્રો બને બહુ કામનાં,
લોકોપયોગી કામથી રહિ જાય રૂડી નામના:
ઔષધ અને રવિતેજથી પ્રતિબિંબને છાપી શકે,
પણ કોઇ શું સંસારમાં જીવન જરા આપી શકે ?
ભાવે ભણે વિદ્યા ભલી લક્ષ્મી કદી લાવે ઘણી,
શુભ્રતનેથી યત્ન કરતાં થાય ધરતીના ધણી;
કદિ દુઃખ સઘળાં દીનનાં કરૂણા કરી કાપી શકે,
પણ કોઈ શું સંસારમાં જીવન જરા આપી શકે ?
નક્ષત્ર ગ્રહ તારા બધાં આકાશમાં ઓપે અતિ,
ત્યાં પણ કદિ પ્હોંચી શકે મનિમાનની મોટી મતિ;

વરસાદનાં બિંદુ પડે તે પણ કદી માપી શકે,
પણ કોઇ શું સંસારમાં જીવન જરા આપી શકે?
જનજાત પશુ-પક્ષીસહિત જે જમીનપર જણાય છે,
વિસ્તાર તેનો જાણવામાં બુદ્ધિમંત ધણાય છે;
જલનિધિવિષે જલ કેટલું તેપણ કદી માપી શકે,
પણ કોઇ શું સંસારમાં જીવન જરા આપી શકે?

---

## આ સંસાર અસાર કરનારાં કામ શા કામનાં?

**શાર્દૂલવિક્રીડિત.**

આંખે આંસુ પડે નડે હરઘડી ચિંતા કરાવે ઘણી,
શ્વાસે હોઠ સુકાય નિત્ય ન મળે વિશ્રામ લેશે ઘડી;
વર્ણેલા વશમા વળી નિરખતા લોકો મળે ગામનાં,
આ સંસાર અસાર સાવ કરનારાં કામ શાં કામનાં?
ચારે કોર સગાં કુટુંબ સઘળાં તાકે તિરસ્કારથી,
જીવ્યાથી મરવું ગમે પ્રતિદિને નિ:સાર સંસારથી;
નિંદે દુર્જન લોક સજ્જન હસે દુઃખો પડે દામના,
આ સંસાર અસાર સાવ કરનારાં કામ શા કામનાં?
માતા તાત સગાં સહોદર અને નારી ન રાજી રહે,
પુત્રો પ્રેમ તજે વધે વિકલતા લોકો કુવેણો કહે;
શ્વાસે લોહિ સુકાય હાય કરતાં કોડો કુડી કામના,
આ સંસાર અસાર સાવ કરનારાં કામ શા કામનાં?
આધિ-વ્યાધિ-ઉપાધિઓ મનવિષે સંતાપ આપ્યા કરે,
ભૂલી ભાન જતાં ખરે જગતમાં મૂર્ખાઇ ખાંતે વરે;
રાગ-દ્વેષથકી ન કીર્તન બને શ્રીરામનાં નામનાં,
આ સંસાર અસાર સાવ કરનારાં કામ શા કામનાં?
વારંવાર મરી જવું જનમવું સંસારના સાગરે,
જન્મીને પણ જાય આયુષ વૃથા તે આખરે ખર્ખરે;
સંભારાય ન સદ્ગુણો સુખ કરે એવા સુખે શ્યામનાં,
આ સંસાર અસાર સાવ કરનારાં કામ શા કામનાં?

પોતાને પરને પડે પ્રતિદિને પીડા ઘણી પાપથી,
સત્કર્મો ન બને બળે મન સદા સંસારના તાપથી,
લેશે પ્રેમ રહે નહિ જપ તપ સ્વાધ્યાય કે ધ્યાનમાં
આ સંસાર અસાર માત્ર કરનારા કામ શા કામનાં ?
આ લોકે બગડે બધું નરપણું ખોવાય ખાંતે કરી,
બીજે લોક બગાડનાર બનતું સંપૂર્ણ પાપે કરી,
નામો ન શ્રવણે પડે સુખનણુ કે લેશ આરામનાં
આ સંસાર અસાર સાવ કરનારા કામ શા કામના ?

## આ રીતથી ઉદય શું ન કરી શકાય ?

વસંતતિલકા

ભાવે સદૈવ ભણવી શુભ શુદ્ધ ભાષા
ચિત્તે મહૈવ ધરવી શુભ સર્વ આશા
નાતે વિષે ન કદિ કાલ વૃથા જાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય ?
ગાવાં નહિ વિષયનાં વિરૂપ ગીત,
સારી સદાચરણની તજવી ન રીત
ખોવાય તેમ ક્રમથી સઘળું કરાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય ?
નિદ્રા કરાય ધરતીપર કે પલંગે
રહે નહીં હૃદય નિત્ય નવીન રંગે
વ્યાખ્યાનના કુશલ કામ કરે કરાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય ?
પામે ન હોય ઘડિઆળ પચીશ વાળી
તેમાંહિ સાંકળ ન પીતળની રૂપાળી
લાણીક પાકિટ રૂમાલ નહિ રખાય
આ રીતથી ઉદય શું ન કરી શકાય ?
હાથે પગે ન ધરવા પણુ બુટ-મોજા,
વાગે ન ભવગતિના મનમાંહિ મોજા,
પીતાંબરથી પરમ પવિત્ર થવાય

આ રીતથી ઉદય શુ ન કરી શકાય ?
સાખુ સુગંધિ જન તેન તરે' તરે'ના
આપેય દર્શન કદી ન કરાય એના,
શાન્ત સ્વભાવ કરિ ઉદ્યમ સર્વ થાય
આ રીતથી ઉદય શુ ન કરી શકાય ?
'ગુડમોર્નિંગ' બદલે કરવા પ્રણામ,
ભૂલી જવાય નહિ ધર્મ અને સ્વધામ,
દેશી પદાર્થ પણ પ્રીતિથી વાપરાય,
આ રીતથી ઉદય શુ ન કરી શકાય ?
ટાંગ્યા નહી કદી ગલાસ અને અરીસા
ખાતે કરી ખરચ ખાલિ કર્યા ન ખીસા,
- ધંધે' મળેલ ધનથી પરમાર્થ થાય
આ રીતથી ઉદય શુ ન કરી શકાય ?
છત્રી છડી છબિ અને ઘડિઆળ નાના,
ગાડી અને વિવિધ સાધન આ સમાના,
અંતે ઉપાધિમય અંતરમાં મનાય,
આ રીતથી ઉદય શુ ન કરી શકાય ?
સંપત્તિ હોય પણ તે ઘટતે પ્રકારે,
યોગ્ય અને વિનયથી ઘટતે વિચારે,
પેદાશથી ન વધતી પણ વાપરાય,
આ રીતથી ઉદય શુ ન કરી શકાય ?
સાદાઇ હોય તનમાં મનમાં વિશેષ,
ભારે ન હોય ભભકો ભ્રમરૂપ લેશ,
આસ્થા ન અંતરથકી અળગી કરાય,
આ રીતથી ઉદય શુ ન કરી શકાય ?
સારી મનાય સઘળી શુભ નાતજાત
ગોઠે ન લેશ પણ નૌતમ રીતભાત
ગાની ન કોઈ દિન છેલ છબી છપાય
આ રીતથી ઉદય શુ ન કરી શકાય ?
જોતા જણાય નહિ નાટકખેલ ખાસા

નારીસમેત ન કદિ નિરખ્યા તમાસા;
ધર્માર્થકામપર આદર નિત્ય થાય,
આ રીતથી ઉદય શું ન કરી શકાય ?
ઇર્ષ્યા અસત્ય અવિવેક તજાય દૂર.
સૌજન્ય સત્ય સરલાઇતણી જરૂર,
વિદ્યાવિનોદ કરતાં દિનરાત જાય
આ રીતથી ઉદય શું ન કરી શકાય ?

## શું આનું નામજ સુધરેલા ?

સુજનો સહુ કરો વિચાર, એ શું સુધરેલા ?
એથી વિપરીત જે હોય, કો' શું કુધરેલા ?
દેશ ફેરવે વેશ ફેરવે, કેશ ફેરવે કોડે રે;
સુજનપણું જાણે જલફામાં, કે વાંકે અંબોડે;— એ શું૦
શિરપર શિખા ન રાખે ખાતિ, બહુએ ઓડે માથે રે;
હાલ ધડી ન હજામ જડે તો, કરે હજામત હાથે;— એ શું૦
તનમાં તેલ ફુલેલ લગાવે, ચીકટ ચળકે બાળ રે;
અથવા અત્તર અંગે રાખે, બેશ બનાવે વેશ;— એ શું૦
નિત્ય સુગંધી સાબુ ચોળી, શિતળ જળથી ન્હાતા રે;
ચડી ખાટપર ખટપટ કરતા, ગીત વિષયના ગાતા;— એ શું૦
પિત્તાંબર સોનેરી પ્હેરી, લૂના ડીલ ઢુવાવે રે;
જરતું જોર જણાવા કાજે, ઘણાં ઘરેણાં ઘાલે;— એ શું૦
વાંકી મ્હાંના કોટ કરાવે, કબજા પણ કસકસના રે:
રીતભાત વ્યવહારથકી પણ, જાય ખરેખર ખસતા.— એ શું૦
પાટલૂન પણ પ્રોતે પ્હેરે, ભરતભરેલી ટોપી રે;
વીંટે ગળે ગળપટા ગાંડા, લાજ શરમને લોપી— એ શું૦
અંગરખાં અંગે અતિ અક્કડ ફક્કડ ફેંટા માથે રે;
ઝિણેલાં ધોતિયાં પ્હેરતાં, કરે કડચલી હાથે,— એ શું૦
આંખ ભમરને મુખ મરડતી દર્પણમાં મુખ દેખે રે;
વિદ્વાનો ને વૃદ્ધજનોનું, લાયકપણું ન લેખે;— એ શું૦
છતી છડીઓ છલાંક કરમાં, ચસમાં ચળકે આંખે રે:

માતપિતાઆદિગુરૂજનની, લગાર શરમ ન રાખે;— એ શું૦
પીનળની સાંકળીએ રાખે, ખુંજામાં ઘડિઆળ રે;
શોખવિષે સરખા સહુ દેખો, વૃદ્ધ તરૂણને બાલ;— એ શું૦
બુતનવાળાં બદન બરાબર, તેપર ટાકે ટીટ રે;
સાંકળીએ લાકીટ લટકતાં, વળી પાસે પાકીટ— એ શું૦
ટીલાં ટપકાં કરે કપાળે, આંખે આંજણ આંજે રે;
બગી બુગમાં બેશી ફરવા, જાય સ્હવારે સાંજે;— એ શું૦
બેઘ બૂટ પરદેશી પગમાં, ગોર્ન ધરી મજાનાં રે;
ચમચમ ચોપાટીપર ચાલે, છળમાં ન રહે છાના;— એ શું૦
નમન કર્યાની વાત ન સમજે, એક બીજાને મળતાં રે;
ઉચરે 'માઈ ડીઅર' મુખમાંથી, કરમેળવણી કરતાં,—એ શું૦
ચેરે કર ફેરવી પવને, ચોરે પ્હોરે પ્હોરે રે;
વિપરતણી વાતે વળગેલા, ચણુપ ઉરે ઘોરે;— એ શું૦
ખાટ પલંગ ખુરશીએ બેસે, પાન પચીગક ચાવે રે;
પરદેશી ભાષાનું પ્રેમે, પ્રૌઢપણું પ્રકટાવે,— એ શું૦
ચ્હાપાણીના પ્યાલા પ્રેમે, પિએ મળી સહુ સાથે રે;
રૂમાલ હરદમ હાથ હુવાને, હોય અહર્નિશ હાથે,— એ શું૦
માલ બધા પરદેશી ચોરે, ચોરે પરઅનુરાઈ રે;
સંસારવિષે સાસરીઆની, સમજે સત્ય સગાઇ,— એ શું૦
પ્રિયાતણો કર પકડી પ્રેમે, નાચનમાસા નિરખે રે;
સારા નરતા શબ્દ સુણુવી, હરદમ હૈયે હરખે; એ શું૦
ઉપજ્યથી અદકું ખરચીને, માથે કરજ કરે છે રે;
ભુતમરમની વાતે ભાકી, ભ્રિમે જતા ડરે છે, એ શું૦
પ્રિયાપ્રેમને પરવશ થઇને, ઘરમાં રહે ઘલાયા રે;
આ મારૂં આ તારૂં કરતાં મેલી ન શકે માયા, એ શું૦
પિતાતણું ધન હોય ગાંઠમા, તેથી કરતા તાના રે,
પ્રિયાસહિત પરવશના પામી, છબી પડાવે છાના; એ શું૦
ગરમીના દિવસોને ગાળે, મહાબળેશ્વર જઇને રે,
દીનજનોપર ધ્યાન ન રાખે ભણેલ ભારે થઇને; એ શું૦
રેમન ઉપર તકતા શોભે, ચળકે કોચ કબાટ રે,
હારો હાર દીચકરા માટે, હોય ઠીકઠાક, એ શું૦

દીવા હવા વીજળી કેરા, દામ દઇને બાળે રે,
રમે રમત ચોપાટ કાંકરી એ ઉત્તમ અજવાળે; એ શું૦
ચીનાઈ વાસણ ચીમનીઓને, પ્રતિદિન વેરે પ્યારે રે,
બહારથકી બોલાવે અંદર, અનુક્રમે અણુસારે, એ શું૦
માન વધે માનિનીઓ કેરૂં, સગપણ થાય સુધારે રે,
પુનર્વિવાહ જગતમા પસરે, એવી વાત વધારે; એ શું૦
સભાવિષે ભાષણ કરવાને, ઉભે ભારે થઇને રે,
કરતા હોય કરે તે ઘરમા, પંડિત પાઠ જઇને, એ શું૦
જૂની રમતગમત ને રીતિ, જૂના ચાલ વિચાર રે;
જૂની નાતજાતની ભાતો, તજવાને તૈયાર; એ શું૦
પવિત્રતામા પ્રીતિ ન રાખે, રીતિ ન રાખે ઘરની રે,
સ્વાર્થ સાધવા તત્પર પૂરા, ન ગણે પીડા પરની; એ શું૦
ધર્મ–કર્મપર ધ્યાન ન રાખે, કુમંપનાં બી રોપે રે,
અહંકાર આણી અંતરમા, કુટુંબીઓ પર કોપે; એ શું૦
જાતિભેદ ટાળવા જાતા, ઉલટો એક વધારે;
ઉદય થવાની ખરી વાતને, અંતરમાં ન ઉતારે, એ શું૦
પંડિતનું અભિમાન પિંડમાં, મનમા મોટપ મોટી રે;
જન્મ ધરી આ જગતવિષે કંઈ, કાઢી નહિ કસોટી, એ શું૦
સરલપણાને લેશ ન સમજે, ગાત્ર સદા અણગમતું રે;
રાતદિવસ વિષયોમાં વેગે, હૃદય રહે છે રમતું; એ શું૦
અહંકાર છવાઈ અંતરમાં ગુણ, કે દોષ ન જાણે રે;
જેમ ગમે અતરમાં નિજને, વરતે તેજ પ્રમાણે; એ શું૦
મર્યાદાનું મૂલ ન જાણે, લાજ લગાર ન લાવે રે,
સમજાવા જાતા કંઈ સારૂં, મોઢા થાય મચાવે, એ શું૦
નાચતમાસા નાતવરામા, ખાતે ખરચે નાણાં રે,
ભીખારી ભીખે જો આવી, ચપટી ન દીએ દાણા, એ શું૦
દયા દાન કે ધ્યાન ન મનમાં, તનમા રહેછે તાના રે,
અવગમ પ્રપંચની મશ્કરીઓને, કરતાં નથી લજવાતા; એ શું૦
કૂડ કપટથી ક્રુર હૃદયના, કૂડ કરેછે છાના રે,
આવતે પગે પડી પળીપી, બહુગો આપે બ્હાનાં; એ શું૦

કામ ક્રોધ મોહ લોભને, જુગતે કરી ન જીતે રે;
કલ્યાણ કરે એવા કેશવ,- અર્જુને ન ભજે પ્રીતે; એ શું૦

## कया पुरुषने आ संसार सुखद छे?

हरिगीत.

કાને કુશબ્દ ન સાંભળે નરતું ન દેખે નયનથી,
ટાઢું અને ઉનું સદા સરખું ગણ્યામાં ભય નથી;
જેને મને સરખાં સદૈવ કદન્ન ને કંસાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે
જે જગતની જંજાળમાં રતિમાત્ર પણ રીઝે નહિ,
જે ભામિનીના ભમરથી ભૂલાઇને ભીંજે નહિ;
સુખરૂપ સર્વ સુગંધ જેને સર્વદા નિસ્સાર છે.
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે
આ હું અને આ આપણું એવું મમત્વ મળે નહિ,
જે લોભને લાવણ્ય તણા પાણીવડે પલળે નહિ;
જે મોહ, મત્સર મૂર્ખતા ને મદનના પણ માર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે
વિદ્યાવડે, વિનયે વિવેકે વિશ્વમાં વખણાય છે,
પરને સુખે દેખી હૃદયમાં રોજ ગજી થાય છે;
જેને ધરા ધન ધામના વૈભવવિષે ધિક્કાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે.
આશા અને તૃષ્ણા તજી સંતોષ રાખીને રહે,
નિજ ધર્મની શુભ ધોંસરી જે કોડથી કાંધે વહે
ઉપકાર કરવા અન્યને જેનો વડો વેપાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે
સત્સંગ સાચો સંત ને ગુણવંતનો જેને ગમે,
ખળ લોક ખાર કદી કરે અપરાધ ખાને તે ખમે;
જેને જગતમાં જન્મથી ઈશ્વરતણો આધાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સંસાર છે
આ જગતમાં જેને વડે અનુકૂલ સુંદર કામિની

કામ ક્રોધ મોહ લોભને, જુગતે કરી ન જીતે રે;
કલ્યાણ કરે એવા કેશવ,– પ્રભુને ન ભજે પ્રીતે; એ શું૦

## કેવા પુરુષને આ સંસાર સુખદ છે?

હરિગીત.

કાને કુશબ્દ ન સાંભળે નરતું ન દેખે નયનથી,
ટાઢું અને ઉનું સદા સરખું ગણ્યામાં ભય નથી;
જેને મને સરખાં સદૈવ કદન્ન ને કંસાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે.
જે જગતની જંજાલમાં રતિમાત્ર પણ રીઝે નહિ,
જે ભામિનીની ભમરથી ભૂલાઇને ભીંજે નહિ;
સુખરૂપ સર્વ સુગંધ જેને સર્વદા નિસ્સાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે
આ હું અને આ આપણું એવું મમત્વ મળે નહિ,
જે લોભને લાલચ તણા પાણીવડે પલળે નહિ;
જે મોહ મત્સર મૂર્ખતા ને મદનના પણ માર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે
વિદ્યાવડે વિનયે વિવેક વિશ્વમાં વખણાય છે,
સહુને સુખે દેખી હૃદયમાં રોજ રાજી થાય છે;
જેને ધરા ધન ધામના વૈભવવિષે ધિક્કાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે.
આશા અને તૃષ્ણા તજી સંતોષ રાખીને રહે,
નિજ ધર્મની શુભ ધોંસરી જે કોડથી કાંધે વહે;
ઉપકાર કરવા અન્યને જેનો વડો વેપાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે
સત્સંગ સાચો સંત ને ગુણવંતનો જેને ગમે,
ખળ લોક ખાર કદી કરે અપરાધ ખાંતે તે ખમે;
જેને જગતમાં જન્મથી ઈશ્વરતણો આધાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે
આ જગતમાં જેને વડે અનુકૂલ સુંદર કામિની

દીવા હવા વીજળી કેરા, દામ દઇને બાળે રે;
રમે રમત ચોપાટ કાંકરી એ ઉત્તમ અજવાળે; એ શું૦
ચીનાઈ વાસણ ચીમનીઓને, પ્રતિદિન વોરે પ્યારે રે;
બ્હારચડી બોલાવે અંદર, અનુચરને અણુસારે; એ શું૦
માન વધે માનિનીઓ કેરાં, સગપણ થાય સુધારે રે;
પુનર્વિવાહ જગતમાં પસરે, એવી વાત વધારે; એ શું૦
સભાવિષે ભાષણ કરવાને, ઉભે બારે થઇને રે;
કરતા હોય કરે તે ઘરમાં, પંડિત પાછા જઇને; એ શું૦
જૂની રમતગમત ને રીતિ, જૂના ચાલ વિચાર રે;
જૂની નાતજાતની બાતો, તજવાને તૈયાર; એ શું૦
પવિત્રતામાં પ્રીતિ ન રાખે, રીતિ ન રાખે ઘરની રે;
સ્વાર્થ સાધવા તત્પર પૂરા, ન ગણે પીડા પરની; એ શું૦
ધર્મ–કર્મપર ધ્યાન ન રાખે, કુસંપનાં બી રોપે રે;
અહંકાર આણી અંતરમાં, કુટુંબીઓ પર કોપે; એ શું૦
જાતિભેદ ટાળવા જાતાં, ઉલટો એક વધારે;
ઉદય થવાની ખરી વાતને, અંતરમાં ન ઉતારે; એ શું૦
પંડિતનું અભિમાન પિંડમાં, મનમાં મોટપ મોટી રે;
જન્મ ધરી આ જગતવિષે કંઈ, કાઢી નહિ કસોટી; એ શું૦
સરલપણાને લેશ ન સમજે, શીલ સદા અણગમતું રે;
રાતદિવસ વિષયોમાં વેગે, હૃદય રહે છે રમતું; એ શું૦
અહંકાર છવ્યોં અંતરમાં ગુણ, કે દોષ ન જાણે રે;
જેમ ગમે અંતરમાં નિજને, વરતે તેજ પ્રમાણે; એ શું૦
મર્યાદાનું મૂલ ન જાણે, લાજ લગાર ન લાવે રે;
સમજાવા જાતાં કંઈ સામું, મોઢા થાય મલાવે; એ શું૦
નાચતમાસા નાતવરામાં, ખાતે ખરચે નાણાં રે;
ભીખારી ભીખે જો આવી, ચપટી ન દીએ દાણા; એ શું૦
દયા દાન કે ધ્યાન ન મનમાં, તનમાં રહેછે તાતા રે;
વ્યસન મસ્તની મશ્કરીઓને, કરતાં નથી લજવાતા; એ શું૦
કુડ કપટથી ક્રૂર હૃદયના, કુડ કરેછે છાના રે,
વ્યવજો પગે પડી પછીથી, બહુએ આપે બ્હાનાં; એ શું૦

કામ ક્રોધ મોહ લોભને, જુગતે કરી ન જીતે રે,
કલ્યાણ કરે એવા જગવ – પ્રભુને ન ભજે પ્રીતે. એ ટુ૦

## केवा पुरुषने आ ससार सुखद छे ?

हरिगीत

કાને કુશબ્દ ન સાભળે નરતુ ન દેખે નયનથી,
ટાઢુ અને ઉનુ સદા સરખુ ગણતામા ભય નથી;
જેને મને સરખા સર્વ કદન્ન ને કસાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સસાર છે
જે જગતની જજાળમા રતિમાત્ર પણ રીઝે નહિ,
જે ભામિનીની ભમરથી ભૂલાઈને ભીજે નહિ,
સુખરૂપ સર્વ સુગધ જેને સર્વદા નિસાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સસાર છે
આ હુ અને આ આપણુ એવુ મમત્વ મળે નહિ,
જે લોભને લાલચ તણા પાણીવડે પલળે નહિ,
જે મોહ, મત્સર મૂર્ખતા ને મદનના પણ માર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સસાર છે
વિદ્યાવડે વિનયે વિવેકે વિશ્વમા વખણાય છે,
સહુને સુખે દેખી હૃદયમા રોજ રાજી થાય છે,
જેને ધરા ધન ધામના વૈભવવિષે ધિક્કાર છે,
એવા સદાચરણી પુરુષને સુખદ આ સસાર છે
આશા અને તૃષ્ણા તજી સતોષ રાખી રહે,
નિજ ધર્મની શુભ ધોસરી જે કાધથી કાધે વહે
ઉપકાર કરવા અન્યને જેનો વડો વેપાર છે
એવા સદાચરણી પુરુષને સુખદ આ સસાર

બંધ હજારો બાંધિએ, કરિએ યુક્તિ અપાર,
પ્રવાહવાળું પાણિ પણ, નીચું નિત્ય જનાર.
રાજાના મંદિરવિષે, સુખે સુખડિઓ ખાય;
તોપણ સ્વપ્ને શ્વાનથી, વિષ્ટા નહિ તજાય.
સોનાને શુભ પાંજરે, મનહર મેવો ખાય;
તોપણ પામર કાગડો, માંસ જોઈ લલચાય.
ગોરસો વરસો ચૂકવે, વિશેષ તાપ અપાય;
રસ જેવું થઈ જાય પણ; માંખણ કહેણ ન થાય.
મુશલધારના મેઘથી, રાતદિવસ ભીંજાય;
કાળો પ્હાણો કોઇ દિન, તોપણ નરમ ન થાય
સ્વભાવનું ઓસડ નથી; કરો ઉપાય અપાર;
બળી જાય પણ સીંદરી, વળ મેલે ન લગાર
ભણે શાસ્ત્ર મોટાં ભલે, બહુ સાંભળે બોધ;
સ્વભાવ ટળવો કઠણ છે, કરી રાખવી નોંધ.

## આ સંસારમાં કોણ સ્વાર્થી નથી ?

### શાર્દૂલવિક્રીડિત.

જાતે જંગલમાં વસે જનમથી કાંતો કરે નોકરી,
દોડે દેશ વિદેશ લાભ મળવા કોટિ ઉપાયો કરી;
ઉંધું ને સવળું કરી ધન લઇ પાછો વળે પ્રેમથી,
આ સંસાર અસારમાં અરર રે કોણ સ્વાર્થી નથી ?
સ્વાર્થે કોઈ મરાય જાય યમને દ્વારે વિનાકારણે,
માટે કોઇ મમત્વથી અવરને શત્રુતાનેથી રણે,
કોટિ યત્ન કર્યે મળે ન તન તે ખાંતે ખુવે હાથથી,
આ સંસાર અસારમાં અરર રે કો' કોણ સ્વાર્થી નથી ?
સ્વાર્થે કોઈ કરે અરે કૃપણની નાનાથકી નોકરી,
સ્વાર્થે સદ્ગુણના નિધાન પણ તે દે દુષ્ટને દીકરી;
સ્વાર્થે સંગ કરે સદાય સમજુ જાતે જઈ નીચથી.
આ સંસાર અસારમાં અરર રે કો' કોણ સ્વાર્થી નથી ?
માં મ્હોં મલકાવતાં વચનને વેગે વળી ઉચરે,

દેતાં દામ ન થાય કામ પણ તે કાકા કહીને કરે;
સ્વાર્થથી ગુણહીન દીનજનને મોટા ગણે રામથી,
આ સંસાર આસારમાં અરર રે કો' કોણ સ્વાર્થી નથી ?
પ્યારાં પુત્ર કલત્ર મિત્રભગિનીઓ મામા અને મામિઓ,
શાણા સોદર સાસરાં ભર્તારિજ્ત ભાયાત ને ભાભિઓ;
કાકા કાકી કુટુંબ સર્વ પણ તે સાચાં સગાં સ્વાર્થથી,
આ સંસાર અસારમાં અરર રે કો' કોણ સ્વાર્થી નથી ?
ફાંકો ફક્કડ લોકનો ગરજમાં પૂરો ગળી જાય છે,
સ્વાર્થે સજ્જન લોક દુષ્ટજનને હારે ડરી જાય છે;
સંતોષે સહુ ને અનેક વચનેથી દાનથી માનથી,
આ સંસાર અસારમાં અવતરી, કો' કોણ સ્વાર્થી નથી ?
કાને વેણુ કઠોર દુષ્ટજનનાં સ્વાર્થે સહેવાં પડે,
સાચો સંપ તજી સદૈવ સુગુણી સંબંધી સાથે લડે;
આવે દૂરથકી મનાય પણ તે નારી પ્રિયા પ્રાણથી,
આ સંસાર અસારમાં અરર રે કો' કોણ સ્વાર્થિ નથી ?
થોડા ઉત્તમ કોઈ મધ્યમ હશે આ લોકના અર્થિઓ,
બાકી સર્વ કનિષ્ઠ અર્થપર છે સંસારમાં સ્વાર્થિઓ,
બીજું સ્વાર્થ સિવાય કાંઈ ન જડયું થાકયો મથી ને મથી,
આ સંસાર અસારમાં અરર રે કો' કોણ સ્વાર્થી નથી ?

---

### कर्तव्यविमुख दुराचरणी मनुष्यविषे.

दोहरा.

ઉની ઉની રોટલી, શાક દાળ ને ભાત;
ખાતાં પીતાં ખેલતાં, જાય દિવસ ને રાત
પ્હેરે ઓઢે અંગપર, ભાનભાતનાં વસ્ત્ર;
પૈસા માટે પ્રેમથી, કરે પ્રયત્ન સહસ્ર.
સરલપણું સમજે નહી, આશ અવળી જાય;
દુર્ગુણના સરદાર પણ ગુણ પોતાના ગાય
ઘણાં ઘરેણાં ઘાલવાં, પ્રતિદિન ગણે તે રીત:

ગાય ગળા ફાડતા કરી, અનગુણકારક ગીત,
કામ ક્રોધ મદ મોહ ને, મત્સર લોભ લગાર
અળગા કદિ કરે નહિ, કપટીના સરદાર
ભાત ભાતની શોભતી, અચરજકારક ચીજ,
લેવા ભોગવવા ભલી, થાય સદા તજવીજ.
ધર્મ ન જાણે લેશ પણ, ક્લેશ કરે દિનરાત
પંડિતતા પરખાવવા, વળી વગોવે જાત,
ન સંબંધને ઓળખે, આપે નહિ સંતોષ
રાતદિવસ સહુ સાથ પણ, રાખે હૃદયે રોષ
દોષ ન દેખે દેહના પણ અભિમાન અપાર
અહંકારમા સત્યને, સમજે નહિ લગાર,
સંપાદન પુરુષાર્થનુ કરી શકે નહિ લેશ,
કરે ન સંગત સુજ્ઞની, પરોપકારે દ્વેષ
શ્રવણ કરે નહિ શાસ્ત્રનુ, એવા આડા લોક,
સુખ પામે શી રીતથી, તજે કેમ તે શોક ?
એના નરનુ જન્મનુ, નિષ્ફળ કેમ ન જાય ?
કેમ ન ભવસાગરવિષે અગણિત ગોથાં ખાય ?

## શુ દેશનો ઉદય એમ કરી શકાય ?

વસંતતિલકા

ખાધા કદી સરસ સાકર દુધ ચોખા,
મિષ્ટાન્ન પાક પણ તેમજ નિત્ય નોખા
પીધા પવિત્ર જલ પાન પછી ચવાય
શુ દેશનો ઉદય એમ કરી શકાય ?
રે' વા મહેલ બહુ બાગ અને બગીચા
સુવા પલંગ વળિ પાથરવા ગલીચા
શોભા સદા સરસ સ્વર્ગસમાન થાય
શુ દેશનો ઉદય એમ કરી શકાય ?
સારા સફેદ સહુ વસ્ત્ર ધરાય અંગે,
ગાજે સદા હૃદય નિત્ય નવીન રંગે
પ્રેમે કરી વિષયના રસમા રમાય,
શુ દેશનો ઉદય એમ કરી

મેડા મન્દિર બરાબર બેઠકોમાં,
લીધા વધાઈ પણ પાન ગુલાબ તેમાં;
'ગુડમોર્નિંગ' કરી મેળવતા કરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
સિંહાસનો ખુરશીઓ કદિ કોચ સારા,
માંડ્યા કબાટ બહુ ટેબલ કે પટારા,
ખાટે ચડી 'બટક' 'ચટક' દીચકાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
મ્હેકે ગુલાબજલ અત્તર ખૂબ અંગે,
રેશમી વસ્ત્ર શરીરવિષે ઉમંગે,
પ્હેરાય હાર કરમાં ગજરા રખાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
ચોટી કરે ચતુર વીગ પચીસ પાળા,
ઓઢ્યા શરીરપર શાલ અને દુશાલા,
પ્હેરી પીતાંબર પંક્તિવિષે ફરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
વાડી દુકાન ઘરમાં બહુ ખાસ બાજે,
આનંદ થાય અતિ અદ્ભુત અંજનાગે,
મોંઘા વરા કરિ વળી ધન વાવરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
ગામામ સમ બગિ ફેટનમાં બિરાજી,
વીંધી હવા હડધડી પણ ખૂબ તાજી,
સાંજે પડી વરઘોડી રખડી ફરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
એકાન્તમાં પ્રતિદિને કરવો નિવાસ,
સોનાનું કદિક હોય મનુષ્ય પાસ,
તો ઘટનો 'ટણણ' એમ અવાજ થાય.
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
— [illegible] અને કલમ કાગળ અન્યદેશી,
ઘણા [illegible] લખાય બેશી,
[illegible] થાય,

ગાય ગળા પકતા કરી, અવગુણકારક ગીત,
કામ ક્રોધ મદ મોહ ને, મત્સર લોભ લગાન,
અળગા કદિ કરે નહિ, કપટીના સરદાર,
ભાત ભાતની શોભતી, અચરજકારક ચીજ,
એવા ભોગવવા ભણી, થાય સદા તજવીજ,
ધર્મ ન જાણે લેશ પણ, ક્લેશ કરે દિનરાત
પંડિતતા પરખાવવા, વળી વગોવે જાત,
ન સંબંધને ઓળખે, આપે નહિ સંતોષ,
રાતદિવસ સહુ સાથ પણ, રાખે હૃદયે રોષ,
દોષ ન દેખે દેહના, પણ અભિમાન અપાર,
અહંકારમાં સત્યને, સમજે નહિ લગાર,
સંપાદન પુરુષાર્થનું, કરી શકે નહિ લેશ,
કરે ન સંગત સુજ્ઞની, પરોપકારે દ્વેષ
શ્રવણ કરે નહિ શાસ્ત્રનુ, એવા આડા લોક,
સુખ પામે શી રીતથી, તજે કેમ તે શોક ?
એવા નરનુ જન્મવુ, નિષ્ફલ કેમ ન જાય ?
કેમ ન ભવસાગરવિષે, અગણિત ગોથા ખાય ?

---

## શું દેશનો ઉદય એમ કરી શકાય ?

વસંતતિલકા

ખાધા કદી સરસ સાકર દુધ ચોખા,
મિષ્ટાન્ન પાક પણ તેમજ નિત્ય નોખા
પીધા પવિત્ર જલ પાન પછી ચવાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?

રે'વા મહેલ બહુ બાગ અને બગીચા,
સુવા પલંગ પણિ પાથરવા ગલીચા,
શોભા સદા સરસ સ્વર્ગસમાન થાય,
જ્ઞાતોન્નતિ પણ એમ કરી શકાય ?
શું દેશનો ઉદય એમ કરી શકાય ?

છૂટે પવિત્ર જલના બહુ જ્યાં ફુવારા,
આપે સુગંધ જુઇ જાઇ અને લવારા,
એમ સમે દિવસ ગ્રીષ્મતણા ગળાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?

એઠા બનીઠનિ બરાબર બેઠકોમા,
લીધા લપાઈ પણ પાન ગુલાબ તેમા,
'ગુડમોરનિંગ' કર મેળવતા કરાય;
શુ દેશનો ઉદય એમ કરી શકાય?
સિંહાસનો ખુરશિઓ કદિ કોચ સારા,
માંડયા કમાડ બહુ ટેબલ કે પટારા,
ખાટે ચડી 'ખટક' 'ચરૂડ' હીચકાય
શુ દેશનો ઉદય એમ કરી શકાય?
મ્હેક ગુલાબજલ અત્તર ખૂબ અંગે,
રેડયા લવંડર શરીરવિષે ઉમંગે,
પેરાય હાર કરમા ગજરા રખાય,
શુ દેશનો ઉદય એમ કરી શકાય?
ચોળી કરે ચતુર વીશપચીશ પાળા,
ઓઢયા શરીરપર શાલ અને દુશાલા
પ્હેરી પીતાંબરજ પંક્તિવિષે ફરાય,
શુ દેશનો ઉદય એમ કરી શકાય?
વાડી દુકાન વરમા બહુ 'ગ્લાસ' બાગે,
આનંદ થાય અતિ અદ્ભુત અજવાળે,
મોટા વરા કરિ વળી ધન વાવરાય,
શુ દેશનો ઉદય એમ કરી શકાય?
મીઆમ ક્રમ બગિ ફૈટનમા બિરાજી,
લીધી હતા હરઘડી પણ ખૂબ તાજી,
સાંજે પડી નરભણી રખડી ફરાય,
શુ દેશનો ઉદય એમ કરી શકાય?
એકાન્તમા પ્રતિદિને કરવો નિવાસ,
બોનાનતુ કદિક હોય મનુષ્ય પાસ,
આરંભનુ ન પરિણામ કશુ વિચારે
મોગાઇના મદવિષે બહુ મોથ મારે,
વાણી-ક્રિયા મન કદી નહિ એક થાય,
શુ દેશનો ઉદય એમ કરી શકાય?

શું દેશનો ઉદય એમ કરી શકાય ?
પાળીને સુંદર વિલાયતી ચામડાના
રોગાનદાર અનિ ઓપવડે મજાના,
ટાંગી ખભે મ મુસાફરિએ જવાય,
શું દેશનો ઉદય એમ રી શકાય ?
પ્હેર્યાં અતિ પ્રયાસથી પણ પાયજામા
ને પાગ્નૂનપર ગાજ અનેક જામા,
કબ્જા અને મદન પ્હેરણ વાપરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
માણિક્ય મૌક્તિ સુવર્ણતણા અપાર
હીરા ઝવેરમય હાર હજારવાર;
વીંટી વિચિત્ર વળિ હાથવિષે ધરાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
મોજાં વિલાયતી વિલાયતિ બૂટ ધાને
ચશ્માં ચ ાવિ ચડિયોટધિ ચાન ચાલે,
છત્રી અને છડિવિના ન રહી શકાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
કાડે કરે ખરું કલ્પિત ગુલ્કવાદ,
જાણે નહીં કદિ શાસ્ત્રતણો સવાદ
ભાષા વગી અનર ભાવવડે ભણાય
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
મેલે ચડી ધ તિએ પગ તો ઘસાય,
ચાલે કદાપિ નહિ ચાંખડિઓ સિવાય
— સીસો ... ... ટૂટીજ સહી શકાય,
ચાતાપણુતા પણ ... કેમ શકાય •
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
છૂટે પવિત્ર જનના બહુ જ્યાં ફુવારા,
આપે સુ ાધ જુદા જાઇ અને લવારા
એમે સમે વિસ ગ્રીષ્મનણા ગ ગાય
શું દેશનો ઉદય એમ કરી શકાય ?

પાકીટ કે કવર ઉપર મીન મારે,
તેમા વળી નિજનુ નામજ કોતરાવે,
જેથી અતિ ભભકદાર જને જણાય,
શુ દેશનો ઉદય એમ કરી શકાય?
ઘુઝે વણા વણખરા ઘડિયાળ ધાને,
લાખાટ પાકિટવિના ઘડિએ ન ચાલે,
બ્રુશને પણ ધગર ધરી ધરાય
શુ દેશનો ઉદય એમ કરી શકાય?
લાવે દયા ન કદિ દીન અનાથમાથે
આન્સુ ખુવે પરમ રત્ન અમૂલ્ય હાથે,
આપે ન પાણુ પણ પુણ્ય નહી કરાય
શુ દેશનો ઉદય એમ કરી શકાય?
'હુ' 'હુ' કરે ન મમતા પણ મૂર્ખ છાર
કકાસ કલેશ અતિ અન્યનિ સાથ માડે
અદ્‌ભુત કાલગતિને નહિ પારખાય
શુ દેશનો ઉદય એમ કરી શકાય?
ઓળાય વાઝ વખતે વળિ હાતિઆથી,
જાણે ન તે શરીર હોય ભરેલ શાથી,
આ દેહથી ન પરમાર્થ કશો કરાય
શુ દેશનો ઉદય એમ કરી શકાય?
સ્થાપી સભા ભભકથી અથવા મિટિંગ
તેનો રહે નહિ બરાબર શુદ્ધ રગ
ઓટયુ ન લેશ પણ કોઈથિકી પળાય,
શુ દેશનો ઉદય એમ કરી શકાય?
આરભતુ ન પરિણામ કશુ વિચારે,
મોટાઈના મદવિષે બહુ મોથ મારે,
વાણી-ક્રિયા મન કદી નહિ એક થાય,
શુ દેશનો ઉદય એમ કરી શકાય?
ગોથે ન કોઇ સુખમાર્ગ માર્ગ નારો

ખાલાચડી દમણ સુંદર સીમલામાં;
મુના સમુદતટ ઠંડક ખૂબ થાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
ટીલાં અને ટપકિઓ કરતા કપાળે,
પામે પ્રસાદ મરજાદ પવિત્ર પાળે;
નારી અને પુરુષ દર્શનકાજ જાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
ટેટા હવાઈ વળી ફૂલખરણી વછૂટે,
ભંભોરિઆ વળિ છછૂંદર ખૂબ છૂટે;
દીવાળિ હોય પણ હોળી થઈ જણાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
તાડી મરાયજ પરસ્પર પીચકારી,
ભીંજાય રંગથકિ અંગ ખરી ખુવારી;
ઉડે સુલાલ અપશબ્દ બહુ બકાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?
સઘળું શરીર નહિ કાંઈ પછી કરાશે,
સંતાપરૂપ ફળ કેવળ એક થાશે;
જાણ્યું ન જે વય વહી પણ સર્વ જાય,
શું દેશનો ઉદય એમ કરી શકાય ?

---

## नाहिम्मत मनुष्यचित्र

છપ્પય.

હારેલુ જે નર હોય, કોઈ દિન સુખ નહિં પામે,
હારેલુ જે નર હોય, કોઈ દિન તે નહિ જામે,
હારેલુ જે નર હોય, શરીરે ન રહે સારો,
હારેલુ જે નર હોય, કોઈનો ન ખમે ડારો.
જે નર હારેલુ હોયછે, તે સુખ સપનને ઝુવે,
દુઃખ પડે જો દેહને, તો પોકે પોકે રુવે.
હારેલ નરથી નાજ,-કાજમાં નહીં પમાશે;

હારણુ નરથી નહીં ધૈર્ય પણ કદી રખાયે;
હારણુ નરથી નહી, કામરૂ કંઈ થાયે,
હારણુ નરથી નહી, વળી પરદેશ જવાયે,
હારણુ નરની હોંશ પણ અધવચથી તુટી પડે,
આધિ વ્યાધિ ઉપાધિ પણ, તેમાથે આવી પડે
હારણુ નરનો કોઇ, કરે વિશ્વાસ ન કોડે;
હારણુ નરને કોઇ, ન રાખે પોતા જોડે;
હારણુ નરનાં હાડ, જાયછે સાવ સુકાઈ,
હારણુ નરના હૃદય,–વિષે સળગેછે લાઇ;
કામકાજ કરવાવિષે, હારણુ નર હારી જગે,
વિચારવાળાં કામમા, ત્રીજન જેવો થઈ જગે
હારણુ નરથી હોય, હજામો હિમ્મતવાળા;
હારણુ નરથી હોય, શુરાતનવાળી ગાત્રા,
હારણુ નરથી હોય, સ્ત્રીઓ પણ હિમ્મતવાગી,
હારણુ નરથી હોય, નિરંતર કીર્તિ કાળી;
હારણુ નર જે હોય છે, તે પીડા પામે અતિ,
ઉદય કરે એ કામમા, ચાલે નહિ તેની મતિ
હારણુ નર જે હોય, મૂર્ખમા તેજ ગણાયે,
હારણુ નર જે હોય, ઉદય તેનો નહિ થાયે,
હારણુ નર જે હોય, સર્વમા તે નિંદાએ;
હારણુ નર જે હોય, પાચમા નહિ પકાએ,
વળિ હારણુ નર હોય તે, સંબંધીને સાલ છે,
અણુસમજૂ વયથી વધ્યો, પણ તે નાનો બાળ
હારણુ નરમા નહી, અહંતામમતા આવે,
હારણુ નરમા નહી, શુરાતન આખું આવે
હારણુ નરમાં નહી, બુદ્ધિનુ બળ પણ સારૂ,
હારણુ નરથિ ન થાય, કોઇનુ કદી નરશરૂ;
વળિ હારણુ નર જે હોય છે, તે બાળકથી ભેજ છે;
હૈયાને હિમ્મત વિના, સાર સદા નિસ્તેજ છે
હારણુ નર જે હોય, ન તે તરવાર ચલાવે,

મોગને પુન–પુત્રીના, સાચાઈ કાજ ખાયછે,
ધણીના સમ તો જેમ, આગમા લૂણુ જાયછે
સ્વામીના હિતની વાત, મને તો લાવતી નથી,
આસું ન સમજે કાંઈ મરે ક્રોધ મથી મથી
માજાયા દુર્ગુણો જાણી, ગયેછે માન તેમનું;
મળેછે કોઇને આવી, ફુટેલુ ભાગ્ય જેમનું.
ડા'પણો ડોળવા ડાહી, હમેશા હોયછે અતિ,
પોતાના પગની લાઈ જોતી તે કદિયે નથી
પેટમા જબરી કાતી, મીઠું મીઠું મુખે વદે;
સપની જો કથા કાને, આવે તો તે નહી સદે
અન્યની રીસ ઉતારે, પોતાનાં બાળકોપરે,
ક'પાણુકાજ ના લેશ, વિચારો મનમા ધરે

---

૨

**સારંગ**

કહું કોની પાસ હુ કા'ણી રે ? મને બધી મનની અમાણી,
જાણી જેને મારી પ્રાણપ્રિયા ને, વિપરીત વર્તે હમેશ,
વાત કહૂ કઇ ઉપદેશની તો, ધ્યાને ધરે નહિ લેશ; કહું૦
રાજી હોયે ત્યારે રાજી થવાની, વાતો કરેછે અનેક,
પાણિ્ય પોતાનું સઘળુ જાણવતા, રાખે છોજ વિવેક; કહું૦
શાન્ત થવાનુ કામ પ્રિયા નિજ, ધારનો હુ મનમાંહિ.
પાપતણા કોઈ પુન્યથી મારા, ધાર્યું થયુ નહી કાંઈ, કહું૦
લાજની વાત કશ નવ જાણે, આણે ન અહો વિચાર;
ધાડમધાડ ચડે રીસ આણી, કાઇક કહેતાં વાર; કહું૦
ઝેર પીવાની બીક દેખાડી, હૃદય નાખે બહુ વાર,
વાત કહુ કાંઈ શિખામણોની જાણે નહી તે લગાર, કહું૦
બુદ્ધિનુ બારદાન ઉમે બહુ બોલે નહી કાંઇ મુખ,
સુખના કારણ સૂઝે નહી ને ગાય પોતાનાં દુખ, કહું૦
એને ને મારો સ્વભાવ મળે નહી, તેથી ટળે નહિ તાપ,
પરનાગે પોતાના બાળક કોમલ વળગ્યું ક્યાંથી એ પાપ ? કહું૦
સ્વામીને સમજે કેમ ન એ કંઈ, મનમાં વિચારે જવાબ.

પ્રથમ પોતાનું સુખ વિચારે સ્વાર્થમાં રહિને સદાય કહું૦
આગસનો નહી પાર જરાએ. ગુણ ગોત્યા ન જણાય;
દુર્ગુણને ટાળવા કદિ જાઉં તો, તરત મીજાજ જાય કહું૦
મારૂં કરે કામ મુખેથી કહું ત્યારે એવી છે ટેવ ખરાબ,
પુછું કદી કાંઇ પ્રશ્ન પીડામાં જાણે ન દેતા જવાબ, કહું૦
મમતા કરીને સુધારવા જાતા, અવળો થયો પરિણામ,
તેથી બેરાની આશ રહી નહી, સુખ થાવાનું નામ કહું૦

---

## नीतिबोध

### द्रुतविलंबित

૧

સરસ કામ કરે કરવા ચહો, જગતમાં સહુ લાભ સુખે લહો;
સુખદ સંપ સદા જનમાં કરો, સુજનમાંહિ સદાચરણી ઠરો
તનતણા સહુ તાપ તમે તજો, પ્રણતપાલ હરિહરને ભજો
મનતણા સહુ મેલ હઠે હરો, દુખદ આ ભવસાગરને તરો
સરલ શાન્ત થઇ ગુણને ગ્રહો વિપદ આવી પડે પણ તે સહો,
નવ કદાપિ કુવાક્ય કશું કહો સતત સંગતિ દુર્જનની જહો

૨

બહુજ દુખદ આ ભવ ભાળવો સજન સદ્ગુણને સહુ જાળવો,
અવરના ઉપકાર કર્યાં કરો પરમ પુણ્યતણા પગના ભરો
ભરમ કાંઇ નથી ભવમાં ભલા અજબ છે કલિકાલતણી કલા;
અકલ ઇશતણી ગણુની ગતિ અવર માર્ગ જતી હણુની મતિ
ભણતરો ભણવા બહુ ભાવથી, અધિક લાભ લહો શુભ દાવથી,
શરમ શીલ જતા ગણુની ખરી, નકર દુર્ગુણની કરવી પરી
પરમ ઈશ્વરમાં મન રાખજો સુખદ સત્ય સદા મુખ ભાખજો,
નર ઉદાગી ન અંતરમાં ભરો નિરંજનિ સમ નિર્મલતા ધરો
સફલ જન્મ કર્યો કરવો ખરો, શમદમાદિક અમૃતનો ઝરો,
પ્રણયથી કરિ પાન પ્રભુ ભજો વિનયનું શુભ સાધન તો સજો

## સદા શીલચિંતામણિ સર્વ રાખો.

ભુજંગી

ભણી ભાવથી ને ઘણા ભેદ જાણી,
સુખે બોલતા ના કદી કિલષ્ટ વાણી,
સહુ સપનો સ્વાદ સંપૂર્ણ ચાખો,
સદા શીલચિંતામણિ સર્વ રાખો
કરો કામ જે હોય કલ્યાણકારી,
વધે કીર્તિ તેમા અતીશે તમારી
દયાદૃષ્ટિથી સર્વદા દીન દાખો,
સદા શીલચિંતામણી સર્વ રાખો
અહો સદ્‌ગુણો એમથી એક ભારી,
સુખે ચાલવુ પંથ સારો વિચારી
નહી અન્યના લાભમા વિઘ્ન નાખો,
સદા શીલચિંતામણી સર્વ રાખો.
દહો દુર્ગુણો દેહથી દુષ્ટ સર્વ,
મને લેશ રાખો નહી કોઈ ગર્વ,
વહો પ્રેમના લાવ મો કોઇ લાખો
સદા શીલચિંતામણી સર્વ રાખો
હજારો કુપંથો પડ્યા છે નઠારા,
રખેને ચડે જીવ તેમા તમારા;
ઉઘાડી કરી ચાલવુ નિત્ય આખો,
સદા શીલચિંતામણી સર્વ રાખો
ધરો ધર્મના મર્મનુ સર્વ ધ્યાન,
કરો પ્રેમથી જ્ઞાનપીયૂષ પાન,
તરો તેથકી આપ સંસાર આખો,
સદા શીલચિંતામણી સર્વ રાખો
દુખાઓ દિલે અન્યનુ દુ:ખ દેખે,
ન દેશો જવા જન્મ લીધો અલેખે,
વળી સૂક્ષ્મદૃષ્ટિ કરી સત્ય ભાખો,
સદા શીલચિંતામણી સર્વ રાખો

### ગુરુના ઉપકાર.
મરાઠી સાખીની પેઠે.

બાલકમતિ શું વર્ણન કરિએ, ગુરુજનના ઉપકાર ?
ભાવે ભણતા શુભ ગુણ આવે સુખ પણ થાય અપાર; બાલક૦
મૂર્ખ મટીને ડાહ્યાં થઇએ, સુધરે સકલ વિચાર;
માન મળે માનવમાં મોટું, વિનય વધે નિરધાર; બાલક૦
થાય હર્ષ મનમાં બહુ મોટો, લાભ ન જાય લગાર;
ભાર વધે ભવમાં ભણતરથી ન ગણે કોઇ ગમાર; બાલક૦
દુર્ગુણ સઘળા જાય દબાઈ, સમજી જઇએ સાર;
ભેદ ભરમ ભવમાં સહુ ભાગે, લાભ પમાય હજાર; બાલક૦
અંધાપો અળગો થઇ સહુને, નયનો નિર્મલ થાય;
હૃદ્‌કમલ પણ ખીલે ખાસું, સહુ સુધરે સંસાર;
પરમેશ્વરને પણ ઓળખીએ, એ ગુરુના ઉપકાર. બાલક૦

### * શિયળનો મહિમા.
જંગલો રાગ ઠુમરી.

વાત એક સહુએ શિયળની, સ્મરણ કરો દિનરાત. ટેક૦
શિયળ ગળ્યે વ્રત સર્વ ગળે છે, જાગે પાપોની જમાત રે; વાત૦
શિયળવાન નર હોય જગતમા, તેવિણ સર્વ કજાત રે; વાત૦
શાન્ત શિયળમા રહી જન સર્વે ભાવે ભજો જગન્નાથરે; વાત૦
અન્ય સાધન સહુ અળગા રહેશે, અંતે થશે એજ સાથ રે; વાત૦
શિયળ પુણ્યનુ પાત્ર પરમ છે, એથી ટળે તન તાપ રે, વાત૦
સુખસંપત મળવાનો કિનારો, એ સમજો ખરેખાત રે; વાત૦
કંઇક ગયા નર અનુપમ સુખ લઇ, પુણ્ય પરમ કરી હાથ રે; વાત૦
એ ગુણનો શણગાર સરસ છે, બાળે બધા નિજ તાપ રે. વાત૦
રૂપ રંગ ભભકો બહુ ભારે, એવિણ સઘળી ખાખ રે, વાત૦
એ ઉત્તમ પદનુ શુભ સાધન, પૂરે વેદાદિક શાખ રે. વાત૦

### તે પામર પરિણામે સત્તા સાથ છે
મનહર.

શીખશે સંભાળવામા બાપેમાર્યાં વેર જાણે,
સદાચારની તો વાત સમજે ન સાનમા;

* આષાઢ વદિ ૭ ઉમર વર્ષ ૨૭.

મત્યની અગત્ય શી ને તેવા જન જાણે કેમ ?
ચોટયા ચિત્ત જેના પરધન પરધામમાં,
નીતિમા ન પ્રીતિ પ્રાણુ જાય તોય કાંઈ કરે,
દીનને દુખાવી દુષ્ટ રાજી અતિ થાય છે;
પ્રથમ ન સમજે પામર પરિણામે પછી,
ખરેખર ખાંતે કરી ખત્તા ખૂબ ખાય છે.
પોતાનુ તે પાધરૂ ઘડી બેસારે જેમ તેમ,
પ્રૌઢપણુ પરૂ મેલે પાપને પથે ચડી,
યમ ને નિયમની તો વાત પણ સુણે નહી.
જરા સમજાવીએ તો જાયછે ઉંચા ચડી,
કેમ બોલવુ ને કેમ ચાલવુ તે જાણે નહી
મોનુ મેની સ્હેજે ધૂળ ધમવાને ધાર છે,
પ્રથમ ન સમજે પામર પરિણામે પછી,
ખરેખર ખાંતે કરી ખત્તા ખૂબ ખાય છે

## પરવશપણુ

ગીતિ

પરવશપણે રહેવુ, એ કરતા તો મરણુ બહુ સારૂ,
પિંડે પીડ પડયાથી, માને એવુ સદાય મન મારૂ
પરતંત્રતા પીડા છે, સ્વતંત્રતાને સતત સુખદ જાણુ.
પરવશ પેટ ભર્યાના કરતા ઉત્તમ મરણુ મન પ્રમાણુ
પૂર્વજન્મના કેવાં હશે પાપ કઇ સમજ નથી પાની,
પરતંત્રના મળીને, ક્યારે થાશે નશીબમાં ચડની ?

## લંપટવિષે

આર્યા

સ્ત્રી સ્વાધીન છતાં પણ લંપટ પરનારીમા નીચ થાએ
ભર્યું તળાવ ભલે પણ, કાક કુંભનુ પાણી પીએ

## रूढिविषे

वसततिलका

રૂઢિ પડે કદિક સૌ જનમાહિ સારી,
ના તો પડે કદિક કાનનશે નઠારી,
તેની પૃથાપર સહુ જન નિત્ય જાએ,
ખોટા ખરાનિ પણ બુજ ની જરાએ

शार्दूलविक्रीडित

સારાસાર ન કોઈ આ જગતમા જાણી સુધારો કરે
જેને જેમ ગમે સ્વભાવથકિ તે તે રીતિમા સચરે,
રૂઢિમા રખડે ભલે પણ મને કોઈ વિચારે નહી,
માયાના મદનો ખરોજ મહિમા જોતા જણાયે અહીં

वसनतिलका

રૂઢિતણા જબર પથવિષે પડેલા,
લોકો તમામ ઘરબારવિષે અડેલા,
જોતા કરે નવ તપાસ જરાય કોયે
આશ્ચર્ય એજ મુજને મન આજ હોયે

## हास्यविषे

दोहरो.

સુજ્ઞ જનોએ સર્વદા, નહિ કઇ કરવુ હાસ્ય,
નહિ તો એથી ઉપજશે, અણુસરજ્યુ ઔદાસ્ય

## टेव पडी टळती नथी तेविषे

भरथरीने ढाळे

ટેવ પડી ટળતી નથી કોટિ કરિએ ઉપાયજી
બોધ વિરોધ વૃથા બધા એથી શુ ફલ થાયજી ?— ટે૦
વાત વિચાર કદી ફરે, દેશ વેશ ફરાયજી
દેહ દશા પણ પાલટે આખુ આયુષ્ય જાયજી — ટે૦

વિદ્યા કલા ને કુશલતા, કોને આવે છે કામજી ?
બીજ જેવાં ફલ નીપજે, પેખો એ પરિણામજી;— ટેર૦
બાલક વૃદ્ધ યુવાન કે, ઉંચ નીચનો ભેદજી;
એમાં નથી કાંઈ કામનો, મોટો થાય છે ખેદજી;— ટેર૦
દાખલા દઇએ કેટલા, એનો આવે ન પારજી;
તત્ત્વથકી જો તપાસએ, તો તો નીકળે તારજી;— ટેર૦
પારસમણિના સંગથી, સોનું થાય કટારજી;
તોપણ ક્યાં ટળી જાય છે ? ધાર આકાર મારજી;— ટેર૦
રબ્બર તાણી રાખિએ, ટુંકું તે થઈ જાયજી,
પાળ કરી જલ રોકવા, પાણીસાથે તણાયજી;— ટેર૦
દુધે ધુવો તોય કોયલો, મેલે કાળપ કેમજી ?
કાજલ શ્વેત થતું નથી, આવે અનુભવ એમજી;— ટેર૦
ડુંગળીનો ગંધ દુષ્ટ છે, કેમ દુર કરાયજી ?
હિંગનો ગંધ હઠાડવા, ક્યાં છે કોઇ ઉપાયજી ? ટેર૦
જલ શીતલ અગ્નિ ઉષ્ણ છે, નાગ ઝેરનું ઝાડજી;
ઓસડ એનું મળે નહિં, પાડી નાંખો પહાડજી;— ટેર૦
શ્વાનનું પુચ્છ સુધારવા, બાંધો બંધ અનેકજી;
પાધરૂં તોય થતું નથી, તુટી જાયછે ટેકજી;— ટેર૦
શોક તજી સહુ અંતરે, ભજો શ્રીભગવાનજી;
કેશવ હરિ કરૂણા કરે, એવું ધારવું ધ્યાનજી, ટેર૦

## सुख कोने छे ?

उपजाति.

જે દેવનો વ્યાપક છે પ્રતાપ, તેને સુવા કાજ સદૈવ સાપ;
સદાય ભક્તાધીન છે મુરારિ, સુખે સુવે કોણ જુઓ વિચારી.
પીવું પડ્યું ઝેર પ્રભુ થઇને, બાંખે ભમે નગ્નપણે રહીને;
પડ્યા રહે પર્વતમાં પુરારિ, સુખે વસે કોણ જુઓ વિચારી.
જેના પ્રકાશે વ્યવહાર થાય, સદૈવ તેનો ઉદયાસ્ત થાય;
ફર્યા કરે અંબરના વિહારી, સુખે વસે કોણ જુઓ વિચારી.
નિશાપતિ અમૃતપાત્ર ચાંદો, કલંકિને તેમ સદૈવ માંદો;

પામે નહી કોઈ દિને પધારી સુખે વસે કોણ જુઓ વિચારી
પડ્યા કરે ઘાવ ફરી ફરીને જેમે નહી એક ઘડી ઠરીને,
ભલા થયા તોપણ ભાડકારી, સુખે વસે કોણ જુઓ વિચારી
શ્રીરામચંદ્રાદિક પુણ્યધામ, ઠરી ન બેઠા પણ કોઇ ઠામ,
દુખી બનિરાજ સમા સુરારિ, સુખે વસે કોણ જુઓ વિચારી
સ્વરૂપનું જ્ઞાન ન થાય લેશ ઉપાધિને આધિ નડે વિશેષ,
સન્યાસિઓ તેમજ બ્રહ્મચારી સુખે વસે કોણ જુઓ વિચારી
તપે ત્રિધા તાપ વડે ગૃહસ્થો, મુવાસુધી અન્ય ન કોઈ રસ્તો,
છે વૈસ્યનો ભાર સદૈવ ભારી, સુખે વસે કોણ જુઓ વિચારી
સંસારના સંકટથી સતાઇ દેખી બધું દષ્ટિથિ દુખદાઈ,
મને સહુ બાકરિઓ ભિખારી, સુખે વસે કોણ જુઓ વિચારી
ગજા અને રંક સમર્થ લોક પડ્યા રહે શોકવિષે અથોક,
પ્રધાન ને ગામિન ગારભારી સુખે વસે કોણ જુઓ વિચારી
અનાદિ આ વિશ્વવિષે થયા જે, દુખેસુખે સર્વ વહી ગયા તે
જજાન જેણે વિગતે વિસારી સુખે સુએ તેજ જુઓ વિચારી
જે કામને ક્રોધ સદૈવ જીને વૈરાગ્યમા પ્રીતિ કરે સુરીતે,
દૈયાવિષે હિમ્મત હોય ભારી સુખે સુએ તેજ જુઓ વિચારી
સારે નમરે સમદૃષ્ટિ રાખી પીડા પડે તોપણ સર્વ સાખી,
ચાને સદાચારવિષે વિચારી સુખે વસે તેજ જુઓ વિચારી

---

## जाण्या न जो जगदीश तो मानव थया पण शु थयु ?

हरिगीत

દેખી અપરના ઉદયને આવી ગઇ ઇર્ષા અતિ,
નાસ્ત્રો પુરાણો નિરખવા આનંદ પામી નહિ મતિ,
દર્શન કર્યા નહિ દેવના નયનો મળ્યા તો શુ થયુ ?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શુ થયુ ?
સારૂ શ્રવણ કીધુ નહી શિક્ષા ન સારી સાભળી,
ચાડી અને ચુગનાઇની વાતો વળી લાગી ગળી,
નહિ દાદ દીનતણી સુણી કર્ણો મળ્યા તો શુ થયુ ?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શુ થયુ ?
ભ્યા અતિ મ્હના કલેજા કાપનારા કે'ણને,
ન કહ્યા કદી સદ્બોધકારક વિનયવાળા વેણને,

નહિ નામ લીધું રામનું જીહ્વા જડી તો શું થયું ?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું ?
સેવા ન સંતતણી કરી સદ્બોધ લેશ લખ્યા નહિ,
કલ્યાણકારક અવર કોઈ ક્રિયા કદાપિ થઇ નહિ;
નહિ દીનને દીધું કંઈ હાથો મળ્યા તો શું થયું ?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું ?
સત્પુરૂષના દર્શન નહિ કરવા ગયા કોઈ કદી,
આપ્યું ન માન અનેકને મોટાઈના મદમાં મદી;
ન ક્યાં કદી તીર્થાટનો પગ પામવાથી શું થયું ?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું ?
સા- અને શું છે નશ્વર અહણ કરવું શું ઘટે ?
સંસારના સુખ–દુખની કઇ રીતથી પીડા મટે ?
એવો વિચાર ન થાય તો વિનયે કરીને શું થયું ?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું ?
ન નમન કર્યું ગુરુજનતણાં ચરણારવિંદવિષે પડી,
ઉપકારથી બાંધી નહિ જય શબ્દની પણ પાઘડી,
જ્ઞાન એક પણ નહિ ઉતર્યું, માથું મળ્યું તો શું થયું ?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું ?
પરની ખબર પડતી નથી એ વાતને જાણી નહી,
ભવ સફલ કરવાની કદી ચિંતા મને આણી નહી;
બાલ્યા યુવા વૃદ્ધા અવસ્થા એમ વય વીતી ગયું,
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું ?
અન્ન ૨ કોઇ પ્રકારનો આપ્યો ન લેશે કોઇને
લીધું ખરૂં દીધું નહી શુભ દાન પાત્રે જોઇને,
ખાધું અને પીધું નહી ભક્તિએ પણ શું થયું ?
જાણ્યા ન જો જગદીશ તો માનવ થયા પણ શું થયું ?

---

### કલ્યાણ સમજાય નહિ તો વૈભવ નિષ્ફળ છે

હરિગીત

ભ.ે કરીને ભાગ્યના ભારે ભરાકથી ભોગને,
તનિયા પણ જાણ્યો નહી નિજને રૂંવાડે રોગને.

કાયા કદિ સુંદર ભણી સુખ સુરસ રીતે સાંપડ્યું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું.
મેડી બગીચા બંગલામાં મોજશોખ સદા કરી,
ભાષણ કર્યાં ભરજોરથી ભારે સભામંડપ ભરી.
મોટા જનોમાં માનને કદિ કોઇ રીતે મેળવ્યું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું.
ધન ધામને ધરણી મળ્યાં દ્રવ્યે ભર્યાં ભંડાર છે,
હે કોઈ હાજર એમ કે' ત્યાં એક બે તૈયાર છે;
રાગે અને રંગે હૃદય આનંદમાંજ રચી રહ્યું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું.
પામ્યા પ્રવીણ કલત્ર તેમ સુપુત્ર આ સંસારમાં,
આવી નહિ અડચણ જરાય વિહાર કે આહારમાં;
વિદ્યા ભણ્યા વાંચ્યું બહુ વિજ્ઞાન સઘળું વાવ્યું.
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું
પોઢ્યા પલંગે પેટપર કર ફેરવી આનંદમાં,
આવી ન આધિ વ્યાધિ તેમ ઉપાધિઓ આ અંગમાં,
નિજના વિચારે જન્મનું સંતોષકારક માનિયું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું
ભોજન કરાવ્યાં ભાવથી જ્ઞાતિ અને જાતિવિષે,
પહેરી પિતાંબર પ્રેમથી ફૂલી ફર્યાં પગનવિષે;
વિનયે કરીને વદનથી વળિ, વાહવાહ વદાવિયું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું
દેશાટને દીઠા નજરથી દૂરના દેશો ઘણા,
હુન્નર હજારગણા કર્યાં રાખી નહીં કાંઇ મણા;
બળિયા બની કદિ શૌર્યથી પણ સિંહનું વાહન કર્યું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું.
ખોયું બધું બાળકપણું રમવા અને જમવાવિષે.
જાતી રહી જલદી જુવાની જાણતા જુવતીવિષે,
આવ્યું ઘરડપણ પ્રાણ લેવા જોર સાવ જતું રહ્યું,
જાણ્યું ન જો કલ્યાણ તો તે સર્વથા નિષ્ફલ ગયું.

## प्रास्ताविक विचारो

अनुष्टुप्.

મુરબ્બીઓ મરે તેમ, જુવાનો જાણતા હશો,
વિચાર જો કરે તો તો, કલ્યાણ એ થશે થશે
નથી જુવાનીના જેવુ, ઘેન ઘોર ઘણા હશે,
ન થવાનું હશે કર્મ તે તેના ઘેનમા થશે
માયાનો મોહ છે મોટો, કોણ મોહી ગયા નથી,
કોણ માનવ તે માન, જુઓ મનવિષે મથી
ભણ્યાનો સાર તો એજ, વિપત્તિ ન નડે કદી,
જુવાનીનુ થતા જોર, તે વાત જાય છે ભગી
થાય છે જેમ સસારે, તે બધું સભવેજ છે,
આશ્ચર્ય તે વિષે શુ છે ? તેનો સ્વભાવ તેજ છે
સ્વભાવ સહુથી મોટો બલવાન જણાય છે,
સારૂ માઠું સદા કર્મ, એ પ્રમાણેજ થાય છે
સ્વભાવ કર્મને વશ્ય, અવશ્ય એમ જાણવું,
થાય જે કર્મથી તેમા, શુ આશ્ચર્યજ આણવુ ?
મને તો મૂર્ખતા એક, જણાય દુઃખકારણુ,
મોટું મોતવિનાનુ એ, મૂર્ખનું એક મારણુ
આખો સસાર આધીન કર્મને એમ કો કહે,
જેને જેમ ગમે તેમ, માની અતરમા વહે
બુદ્ધિનુ બળ તે જ્ઞાન, વધારે છે મનુષ્યમા,
કરે સાર્થક ત્યારેજ, ગણાય તે મનુષ્યમાં

---

## एमां जन्मसाफल्य शु हशे ?

अनुष्टुप्

રમતા જમતા ખાતા, પીતા ને પ્હેરતા દિને.
રખાપવ્યા રહે એમા જન્મસાફલ્ય શુ હશે ?
વાક્શૂર વદી વેણ, બીજાને ભરમાવીને.
દીનને દુખ દેવામા જન્મસાફલ્ય શુ હશે ?

સદાચાર તજી સર્વ. દુરાચારવિષે વસે;
અકલ્યાણ કરે એમાં, જન્મસાફલ્ય શું હશે ?
બને ઉપરથી આછા, અસત્ય અંતરે વસે;
કુસંપ કરવો એમાં, જન્મસાફલ્ય શું હશે ?
ન ધર્મ-કર્મને જાણે, રચ્યા રે' રાગને રસે;
ચૂંથવાં ચામડાં એમાં, જન્મસાફલ્ય શું હશે ?
પરદાર પરદ્રવ્ય, પરના ધામમાં ધસે;
પછી ખાય ખતા એમાં, જન્મસાફલ્ય શું હશે ?
વિનાવિવેકથી વંઠી, રખડે છે દિશા દશે;
ગણે ગુણીપણું એમાં, જન્મસાફલ્ય શું હશે ?
પડી પ્રપંચમાં નિત્ય, પોતે પંડિતના મિશે;
ધમવી ધૂળ એમાં તે, જન્મસાફલ્ય શું હશે ?
નગ્તા કર્મને યોગે, અખિલેશ્વરથી ખસે,
વિનામોતે મરે એમાં, જન્મસાફલ્ય શું હશે ?
ચિંતવે સર્વદા એમ, જન્મસાફલ્ય શું હશે ?
સદા સફલ છે તેનો, જન્મ આ અવનીવિષે.

---

## નવા અંગ્રેજી ભણતા તરુણોના અવિનયવિષે

અનુષ્ટુપ.

નવી વયવિષે આવે, નવી વિદ્યા ભણે વળી;
બુદ્ધિના બારદાનોનું, ચિત્તડું જાય છે ચળી
સુખ ને દુખ છે નિત્ય, મનના વિષયો વળી,
સદ્‌વિચાર ન રાખે તો, ચિત્તડું જાયછે ચળી.
ભણે ભાષા ભલે ભારે, ભલે વિદ્વાનમાં ભળે,
અવસ્થાથી થતું જ્ઞાન, ન અવસ્થાવિના મળે
નમીએ સાત જો વેંત, તો કોઇ તસુએ નમે,
બુદ્ધિના બારદાનોને, નહિ તે કરવું ગમે.
ઝતરતાં હશે સારી, પણ તે ફલ બે કરે;
ચડાવે કે પડાડેછે, એમ અંતરમાં ડરે

નવા પર્ણેલ રાખે છે, દયા માબાપની હજી;
જુવાનીનુ ધનાં જોર. દેછે તે સર્વદા તજી
દિવસો લાડ લેવાના, ગયા છે તેમના ગયા,
પુરવાન હગે તેતો, હજી આજ સુધી રહ્યા

## सांसारिक स्थितिसंबधे मित्रने पत्र

उपजाति

ઉદાસ એથી પ્રિયમિત્ર મારા, પુરા થયા કોડ નહી અમારા
સ્વતંત્રતાનુ સુખ મે ન જોયુ, એથી ન બીજુ પ્રિય કાઇ ખોયુ.
ન ચિત્ત મારૂં સ્થિર થાય લેશ, સંકલ્પમા મગ્ન રહે હમેશ;
અરે હરિ ઉન્નતિ થાય કેમ ? સદાય નિશ્વાસ ખવાય એમ,
ફરે નહિ હેતુવિષે સ્વભાવે, છાયાઁ મને અંતરમાહિ આવે,
નથી કઇ સાધન શ્રેષ્ઠ થાવા, કહો હવે કેમ જવુ કમાવા
કર્તવ્ય જે જન્મ લઇ જનોનુ થયુ ન સંપાદન કાઇ તેનુ,
પાશેરનું પેટ પડ્યુ પનારે, આવિ સ્થિતિ થાય સદાય ત્યારે
સંસાર આ સર્વ ઉપાધિરૂપ, આધિ અને વ્યાધિ પડે અનુપ
રહે વળી સ્વાર્થવિષે વિલીન, વિદ્વાન રાજા ગુણહીન દીન
વિચારવાથી ન પમાય પાર, દેખુ બહુ દુષ્ટજનો અપાર;
હશે ભલે જેમ થવાનુ થાય, તથાપિ મારૂ મન તો તણાય
સંતોષથી શાન્ત સદા રહુ છુ, સંતાપ સર્વે સુખથી સહુ છુ.
ચિંતા ન મારી કરવી તમારે, એ માગવાનુ પ્રિયમિત્ર મારે
છે કર્મને આધીન સર્વ લોક, એવા પ્રમાણો મળશે અથોક,
આખેય એ વાત અનુભવાય, તોએ ઉરે નિશ્ચય એ ન થાય

## भजो तमे भाव धरी हरिने

उपजाति

અમુલ્ય આ દેહ સદા ગણાય, ક્ષણેકમા તેપણ નાશ થાય;
ખોયા વૃથા કેમ સુખે ફરીને, ભજો તમે ભાવ ધરી હરિને
આપે કદી કોય ગરાસ ગામ, મળે કદી ઉત્તમ ક્યાંહિ માન.
આવે ન આ જન્મ ફરી ફરીને, ભજો તમે ભાવ ધરી હરિને.

આવે ન પાછું વય જે ગયું તે, હશે હવે ઠીકજ જે થયું તે;
ચાલી સદા દુર્ગુણથી ડરીને, ભજો તમે ભાર ધરી હરિને.
આવે ન પાછી પલ જે ગઈ તે, લાખો પ્રયત્ને પણ કોઇ રીતે,
કાર્યો કરે ઉત્તમ આદરીને, ભાવે ભજો ભાઇ હવે હરિને.
દીધા પ્રભુએ દિન સર્વ રૂડા, હવે ન ખોઇશ કદાપિ ચૂડાઃ
જીવા રુડે કામ સદા કરીને, ભાવે ભજો ભાઈ હવે હરિને.
સંસારમાં સાર કશો ન લેખો, પ્રપંચ આ દુઃખદ સર્વ દેખો;
શમાદિથી વશ્ય કરી અરિને, ભાવે ભજો ભાઇ પછી હરિને
આશા ન તૃષ્ણા કરવી લગાર, એ દુખ આપે મનને અપાર;
વિવેકને બુદ્ધિવિષે ધરીને, ભાવે ભજો ભાઇ હવે હરિને.
સદા સદાચારવિષે રહીને દુઃકર્મને દૂરથકી દહીને;
વિચારની વાત ન વીસરીને ભાવે ભજો ભાઇ હવે હરિને.

### દૃઢતા અને દેશનો ઉદય.

દોહરા.

દઢતા દેવી દેશને, ઉદય સદા કરનાર;
દઢતા દેવી દેશમાં, દ્રવ્ય ઘણું ભરનાર
સઘળી પણ સંપત્તિઓ, દઢતાને વશ થાય,
નિશ્ચય રહે ન મનવિષે, તો સઘળી વહી જાય.
સત્તા એની સર્વદા, કામકાજમાં હોય;
આરંભ્યું સંસારમા, અપૂર્ણ ન રહે કોય
આપણના આર્યો હતા, દઢ નિશ્ચયથી પૂર્ણ;
તો તેણે તે વખતમાં, લીધાં સુખ સંપૂર્ણ.
સર્વ દેશના ઉદયનો, દઢતાથી આરંભ,
એમ દેખીએ આપણે છતાં નહીં વિશ્રંભ.
જો ઇચ્છા મનમાં કરો, ઉદય થવાની આપ;
તો અંતરમાં કોતરો, દઢ નિશ્ચયની છાપ.
આરંભ્યા ઉત્તમ તમે, કરો પુરું સહુ કામ;
તેના શુભ પરિણામમાં, સદા લહો વિશ્રામ.

## तेनु वृथा जीवित सर्व जाय

उपजाति.

न ઉન્નતિની મન વાત આવે, વિવેકની વાત મને ન ભાવે,
કલ્યાણ માટે ન કરે ઉપાય તેનુ વૃથા જીવિત સર્વ જાય
સત્ય સદાચાર ન કાંઈ જાણે કુમાર્ગને માર્ગ ખરો પ્રમાણે
ભવાટવીના ભ્રમમા ભમાય, તેનુ વૃથા જીવિત સર્વ જાય
વિવેકથી જે મનને ન મારે દયાદિની વાત નહી વિચારે,
સતોષના અમૃતથી ન ન્હાય, તેનુ વૃથા જીવિત સર્વ જાય
સસારની જાળવિષે પડેછે જે આમ ને તેમજ આગડે છે
જરૂર જાવુ નહિ તે જણાય, તેનુ વૃથા જીવિત સર્વ જાય
પાખડીઓ સાવ સગા કરેછે, આનાનુવામા રખડી મરેછે,
વાતો સદા એ જનનીજ ગાય, તેનુ વૃથા જીવિત સર્વ જાય
ન સાભળે શાસ્ત્રની વાત લેશ પડ્યો પડ્યો પાપ કરે વિશેષ
જેને નઠારીજ સદા સહાય, તેનુ વૃથા જીવત સર્વ જાય
ન સાધુની સગત ક્યાહિ થાય સદા દુરાચારવિષે હણાય
દભી અને દુર્ગુણિમા ગણાય તેનુ વૃથા જીવિત સર્વ જાય
વિહાર આહાર ન યોગ્ય થાય શરીરમા રોગ રહે સદાય
જેને રહે કેવલ હાયહાય, તેનુ વૃથા જીવિત સર્વ જાય
જે દીનના અતરને દુખાવે જે કોઈનો કલેશ શિરે લવાવે,
જેના સગા બાધવમા સમાય, તેનુ વૃથા જીવિત સર્વ જાય
જે કામ ને ક્રોધ ન લોભ મારે, ન મોહને મત્સરને વિદારે
ન જેમનાથી મદને તજાય તેનુ વૃથા જીવિત સર્વ જાય
જે બીખથી પેટ ભરે પરાણે, સુખે । જે ભોજન ખાય ભાણે
જે દુર્ગુણિના ગણમા ગણાય, તેનુ વૃથા જીવિત સર્વ જાય
ચાડી અને ચોરીવિષે ચતુર નારીજનોમાહિ જણાય શૂર
પાત્રિ જમા ન મળે જરાય તેનુ વૃથા જીવિત સર્વ જાય
કાગી કરી ખોટિ સદૈવ લેકે બળ્યા કરે બહુ અદેખાઈ શોકે
જેણે ન હામે સુખથી કરાય, તેનુ વૃથા જીવિત સર્વ જાય
ચિંતા કરે રોજ ઉપાધિ આધિ વિના જેને વળગેલ વ્યાધિ
જેના ન ને ના । ગજોપ થાય તેનુ વૃથા જીવિત સર્વ જાય

ન પૂર્વના સચિત કાંઈ સારા, કરે વગી કર્મ અહી નઠારા,
ન સત્યને જેથી અનુસરાય, તેનું વૃથા જીવિત સર્વ જાય
અસાર સંસાર ન જૂઠ જાણ્યો, જે જન્મિને ભોગ ભલા ન માણ્યો,
જેનું બધું અન્યની પાસ જાય, તેનું વૃથા જીવિત સર્વ જાય
કરે કરી ક્યાહિ ન કાંઈ આપ્યું મજેન તે ઠોકતણું જ કાપ્યું,
ન શુદ્ધ જેના મન વાક કાય, તેનું વૃથા જીવિત સર્વ જાય
દેશાન્નને જે દિનરાત ગાળે, આવી પડે મોત ચઢી અકાળે,
જેથી ન ભાવે પ્રભુને ભજાય તેનું વૃથા જીવિત સર્વ જાય
વ્યાપી રહ્યા અબરની પ્રમાણે એવા પ્રભુ પ્રેમથકી ન જાણે,
પાખંડની ફાંસિવિષે ફસાય તેનું વૃથા જીવિત સર્વ જાય
જેના પ્રકાશેકરિ સૌ પ્રકાશે, જેના પ્રતાપે રવિ સર્વ ભાસે,
તે ઇશના સદ્ગુણને ન ગાય તેનું વૃથા જીવિત સર્વ જાય
હીરો ચડ્યો હાથ ન ખોઇ દેતા, સંસારનો સાર સમગ્ર લેતા,
વિવેકથી તેમ કરો સદાય, સાફલ્ય જે જીવિતનું જણાય
રહ્યા અમે ઉપર દોષ જેજે, તમે તજો સર્વ સદાય તેને,
પશુ મટી માણસ જો થવાય, સાફલ્ય તે જીવિતનું ગણાય

---

### शु आपणो उदय एम कदापि थाय ?

वसंततिलका

પોઢે પલંગપર પ્રેમથિ સાત વાગે
ઉઠે અતિશય સવાર થતા ન જાગે
વાતોવિષે વિષયની દિનરાત જાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?
અત્યંત સૂક્ષ્મ વળિ વસ્ત્ર ઘણાં ગમે છે,
સ્ટૉકિંગ બૂટ મનમાહિ રહ્યા રમે છે
ફૂલેલ તેલ બહુ કેશવિષે ધરાય
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?
એકાંતરા પણ હજામતને કરાવે
અસ્ત્રી કરેલ વળી અંગરખા ધરાવે,
હાથે વિલાયતિ છડી લઇને ચલાય
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?

હાથે લગામ લઇ ગાડિ ચલાવવામાં,
મોટી મિટિંગ કરી નામ ધરાવવામાં;
મોટાઇ માન મનમાં બહુ તે મનાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?
પૂરા અનેકવિધ પાક પકાવવામાં;
રાચ્છ અતીશ વળિ નાચ નચાવવામાં;
હેતેથકી હરઘડિ ધન વાવરાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?
કાચે પડે કડ ખડી ગઇ હોય જેમ,
આવે ન કોઈ દિન ઠીનપરે ન રે'મ;
કાડે કરી કદિ કંઇજ નહીં અપાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?
સાથે મળેલ નિજ મંડળિના સમાજે,
શૃંગાર સર્વ સજિ ખુરશિએ વિરાજે;
અત્યંત મૂછપરે ત્યાં કર ફેરવાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?
છેલાઇથીજ પ્રતિબિંબ છપાવવામાં.
પોતાતણી પ્રવીણતાજ ખપાવવામાં;
ખાતિકરી ખરચ ખાલિ થઈ જવાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?
નાચે નકામ નર નાટકીઓ થઇને,
બેસે બરાબર બની ઠનિ ત્યાં જઇને;
આંખો ઉઘાડી કદિ એ વખતેજ ગાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?
શીશી લવંડરતણી લઈ ખૂબ છાંટે,
ઘૂમે ઘરેઘર અને વળી વાટઘાટે;
વિદ્વાન કે વકિલને ન જરા નમાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?
'ગુડ્મોરનિંગ સર' એમ બહુજ બોલે,
પાછા પછાડિયે છગોટજ તેજ ઉલે,

માને ન ધર્મ વળિ કર્મ કંઇ ન જાણે,
તૈયાર તેમ કથળી પડવે કટાણે,
કાને ન હોય હિત તેપણ સંભળાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?
સ્વપ્ને સદાચરણની નહિ વાત જાણે,
કલ્યાણની ન મનમાં કંઇ વાત આણે;
આવે મને ત્યમ સદૈવ સુખે ભણાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?
આ આપણો સફલ જન્મ કરાય જેમ,
છે યોગ્ય યત્ન કરવા સહુએજ તેમ,
એ વાર્ત ખાત કરીને ન કદી ખણાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?
વિસ્તાર થાય બહુ શું કહિએ હવે તો,
સત્સંગ તે પણ કરે મનમાં ગમે તો,
ભાવે ન કેશવ જગત્પતિ જો ભજાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?

---

### ५ बहाने कोई उदय करी शक्या नहि

पुष्पिताग्रा.

નથિ બળ નથિ દામ હામ છે ના, જન પણ કોઈ સહાય હાયરે' ના.
નથિ અવસર એમ નિત્ય રોઈ, ઉદય કરી ન શક્યા જરાય કોઇ
નથિ વય નથિ વ્હાર સાર છે ના નજર અમારિ કશાયમાં પડે ના,
નથિ શુભ યુગ એમ નિત્ય રોઇ, ઉદય કરી ન શક્યા જરાય કોઈ
નહિ કરમ કશા કરેલ સારાં, નથિ ઘરબાર અને અપૂર્વ દારા;
નથિ દ્રષ્ટિ અનુકૂલ એમ રોઇ, ઉદય કરી ન શક્યા જરાય કોઈ
નથિ વણજ વટાવ દાવ છે ના, નિશદિન એકજ હાવભાવ રે'ના,
નથિ મદદ મળેલ એમ રોઈ, ઉદય કરી ન શક્યા જરાય કોઇ.
ભણતર ભણવા થકી ન સાર, અરર સદાય ઉપાધિયો અપાર,
[illegible] એમ રો[illegible] ઉ[illegible] કરી ન [illegible]ક્યા જરાય કોઇ

મગજ અતિ તપે અરે અમારૂ, ગરીબવિષે નહિ કાંઈ દાન સારૂ;
અરરરર રામ એમ રોઈ, ઉદય કરી ન શકયા જરાય કાંઈ
નથિ શુભ નૃપને ન કારભારી, નથિ વળિ શ્રેષ્ઠ દશા અરે અમારી,
કરમ કઠણુ આજ એમ રોઈ, ઉદય કરી ન શકયા જરાય કોઇ
નથિ વગ વશ દેશ કોઇ છે ના વિવિધ વિચારવડે કરૂ સુઝે ના.
અરસપરસ એમ નિત્ય રોઈ, ઉદય કરી ન શકયા જરાય કોઇ
સરસ શયન આજ ઉંઘ આવે, મનહર મોદક ભાઈ ખુબ ભાવે;
વય વહિ ગયુ એમ ધૂળ ધોઈ, ઉદય કરી ન શકયા જરાય કોઇ
નથિ કળ સર વાતનો ન બેસે, નિજ કુળની કયમ લાજ આજ રે'શે.
મરણુવિણુ ન માર્ગ એમ રોઇ, ઉદય કરી ન શકયા જરાય કોઈ
ધરમસમય ધ્યાન તો ન આપ્યુ, નિજ કરથી કઈ દીનને ન આપ્યુ
વય વહિ ગઇ એમ ધૂળ ધોઈ, ઉદય કરી ન શકયા જરાય કોઇ
નથિ ધન નથિ ધમ રામ છે ના કરમ વિના કરમી થતુ વટે ના,
સુખ સરસ મળ્યુ ન એમ રોઈ, ઉદય કરી ન શકયા જરાય કોઇ

## पर्थी मरवु भलु

सारठा

દાઝયા ઉપર ડામ, સહન ન થાય શરીરથી;
હુકમ ઉપાડી કામ કરવાથી મરવુ ભલુ
આરાધ્યા નહિ રામ, કોઈ દિવસ કોડે કરી
વાંકા વળી સલામ, કરવાથી મરવુ ભલુ
મારી નાખે રામ, ભલે વિધાતા વીફરે,
ઠગવે ઠગને આમ, ડરવાથી મરવુ ભલુ
ચિત્તે આવે ચીડ આધિ વ્યાધિ ઉપાધિથી
ભવસાગરની ભીડ, તરવાથી મરવુ ભલુ
નરોતણા થઇ નાથ, પછી ધનિકની આગળે,
આપો લઈને હાથ, ધરવાની મરવુ ભલુ
સદાય કલેશ વિશેષ, સુખસંપત્ સોણે નહિ
દુખિઓ જોયો દેશ, નરવાથી મરવુ ભલુ

આપી પાકા કોલ સજ્જનો પાસે પછી,
મોટે બોલી બોલ ફરવાથી મરવું ભલું
ભલે મળે બહુ ભેટ, ગન્યાસનનું સુખ ભલે,
પરઘર નહિને પગ, ભરવાથી મરવું ભલું
આપે મુખટમેટ, ઇનામમા તોપણ ભલે
પરઘર નહિને પેગ, ભજવાથી મરવું ભલું
મનગમતી બહુ મોજ, ભલે મળે ભાવે કરી
પરઘર રહિને રોજ, ઇચ્છાથી મરવું ભલું
કાન બધો વહી જાય, વ્યસન અને આળસવિષે,
ન જડે શ્રેય ઉપાય, તે કરતા મરવું ભલું
જો આયુષ વહિ જાય વિદ્યા વિનય વિનોદવિણ
શ્રેય નહિ સમજાય, તે કરતા મરવું ભલું
નિશદિન રહિને રાંક એવા દુ:ખ અનેકનો,
આરો રહે ન આંક તે કરતા મરવું ભલું,

### प्रस्ताविक

सोरठा

નિશદિન આઠ યામ, પાપરૂપ પરદારને
પરધન ને પરધામ હરનારા નરકે જશે
શુદ્ધા થાતા, બેલ બાર વર્ષની બાનળી
ખોટા કરતા ખેન વરનારા નરકે જશે
કરી સુકર્મ અપાર શ્રેય કરી કીર્તિ કરી
સદ્ગુણિઓ સંસાર—તરનારા સ્વર્ગે જશે

### दुःखी सस्थितिना मनुष्यनो पश्चात्ताप

गरबी

કહું કોની પાસ હું કાણી રે, મને બધી મનની સમાણી   ટેક૰
ઉત્તમ ઉદ્યમ આજ સુધીમા આવડ્યો નહીં લગાર
વિદ્યાનું જ્ઞાન વિશેષ ગળ્યું નહીં, એળે ગયો અવતાર   કહું૰
દ્રવ્યના દર્શન દુર્લભ દૈવે કીધાં કંઈ શું કેર
હેતુ જનો પણ જે હતા મારા, બાંધી બેઠા બહુ વેર   કહું૰

આશ્રય સારો મળ્યો નહિ મુને, આંધારકારક કોઇ;
લાચારી ભોગવી હારી ગયો હું, સિદ્ધિ નજર ન જોઈ; કહું૦
પરવશ રહિને પેટ ભર્યાં કર્યું, શોણિત જાય સુકાઈ;
મેણાં મારે કોઈ ત્યારે બેશી રહું, ઉંડા નિશાસા ખાઇ; કહું૦
દૈવયોગે કાંઇ લાભ થયો હતો, તેમાં પડયું ભંગાણુ;
કર્કશા કોઈ મળી તેણે કીધી, લાભને બદલે હાણુ; કહું૦
પુષ્પસમાન મેં પુત્રને ખોયો, તેથી ન તાપ જરાય;
દુર્જન જેમ ગમે તેમ બોલે, એથીજ મન ઉભરાય; કહું૦
મિત્ર મળ્યા પણ તે દુ:સરખા, એવું અદષ્ટનું જોર;
તન–મનમાં બળે તાપ તેથી ગણું, કર્મ કર્યાં હશે ઘોર; કહું૦
ખાન ને પાનમાં નિત્ય ગુંથાયો, ભૂલી બધું હું ભાન;
આનંદકારક પાર ઉતારે, એવું ન મેળવ્યું જ્ઞાન; કહું૦
ભાવે ભજ્યા નહિ શ્રીભગવાનને, પુણ્ય કર્યું નહિ લેશ;
કેશવનાથ કહું કયમ રીઝે, કેમ ભજાવાય વેશ? કહું૦

---

## को' तेवा नर विश्वमां अवतरी शुं काम सारां करे?

शार्दूलविक्रीडित

આજ્ઞા અંતરમાં ન ધારણ કરે માતા અને તાતની,
આશા શું કરવી પછી પ્રતિદિને સેવાતણી વાતની;
કે' તેના કરતાં અપાર અવળે પંથે સદા સંચરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કમ સારાં કરે?
જાતિનું અભિમાન લેશ ન જડે ક્લેશો વિશેષે સહે,
કાયાથી મનથી અને વચનથી જે દીનને દુ:ખ દે;
શક્તિ સર્વ પ્રકારની અવરને આઘા થવા વાપરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે?
સારૂં ખાય પિએ સદા સુખ સહુ સંસારનાં ભોગવે,
જાણે છે નિજનું સમગ્ર સુખ તે જે ભોગવ્યું આ ભવે;
છેઅેથી જમરા સદૈવ પણ તે વાંદાવડે અહી મરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે?

કામ–ક્રોધતણા અતિપ્રબળથી ને લોભ–મોહેથકી,
ચુન્યાઓ મદ મત્સરે કુમતિમા સર્વસ્વ માને નકી,
અંધા જે અહા દુરાચરણને પથે ચડીને મરે,
કો' તેવા નર વિશ્વમા અવતરી શુ કામ સારા કરે ?
જે દુષ્ટો યમને અને નિયમને વેરી ગણીને તજે,
વધેલા વખાવડે વિષયને એકાગ્ર ચિત્તે ભજે,
જન્મીને શમથી અને દમથકી હાથે કરી હીન રે'
કો' તેવા નર વિશ્વમા અવતરી શુ કામ સારા કરે ?
વિદ્યા–ઉદ્યમઆદિ સર્વ સુખના હેતુ તજે હર્ષમા,
આ દેહે અગણિત આદરવડે આવે ન ઉત્કર્ષમા,
શાસ્ત્રોના ઉપદેશ લેશ મનમા જેને નહિ સાભરે,
કો' તેવા નર વિશ્વમા અવતરી શુ કામ સારાં કરે ?
નીતિને ન ગણે સદાચરણમા જે પ્રીતિ રાખે નહી,
બ્રહ્માનદતણા સમગ્ર સુખનો જે સ્વાદ ચાખે નહી.
બીજાના ધન ધામને ધણીને હેતે કરીને હરે,
કો' તેવા નર વિશ્વમા અવતરી શુ કામ સારા કરે ?
ધારે ધર્મ ન ધ્યાનમા પ્રતિદિને જે શુષ્કવાદે વદે,
આર્યોના ઉપદેશને નહિ કદી ક્યાં વદી કાન દે,
આધિ વ્યાધિ ઉપાધિની યુવતીને જે જન્મ થાતા વરે,
કો' તેવા નર વિશ્વમા અવતારી શુ કામ સારા કરે

---

### *માત–પિતાની સેવાવિષે

બરવા પીલુ

માતપિતાને નમન નિત્ય કરિએ
કેમ કહો ઉપકાર વિસરિએ ?

પાલણ પોષણ પ્રેમે કરેછે, બાળકને ઠીક દેખી ઠરે છે, ટેક
વેઠે વિપત્તિ પડે તે અપાર, થાવા ન દે પણ દુખ લગાર, મા૦
સકટ આપણનાં સહુ કાપે, આનદ લાખ ઉપાયથી આપે, મા૦
સારી શિખામણ ખાંતથી કરતા આપણના દુખ દેખતાં ડરતાં મા૦
ભણતર ભાવ ધરીને ભણાવે જોર જુલમ તજવાનુ જણાવે મા૦
અકલ વધારે બધે લાભકારી બોલિએ ચાલિએ વાત વિચારી, મા૦
વિનય વિવેક વધેછે વધારે એ માતતાતને સંપે સુધારે, મા૦

---

* બાળકોને માટે લખાએલી છે

ચિંતા કરે ચિતમાં જે અમારી, એ માતતાતતણી બલિહારી; મા૦
હુકમ કરે તે કરો કર જોડી, એના વિના આપણું મૂલ્ય કોડી, મા૦
માતપિતાનું કહ્યું જે ન માને, નરકવિષે તે પડે અભિમાને; મા૦

### વીંચાય આંખ પછિ કંઈ ન હાય હાય.

વસંતતિલકા.

મોટા મહેલ બહુ બાગ અને બગીચા,
ઉંચા ઉલેચ વળી પાથરવા ગલીચા;
શોભા વિશેષ સુખ સ્વર્ગ સમાન થાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
હૈયે કરે હરખ હોજ અને ફુવારા,
વાગે વિચિત્ર વળી નોબત ને નગારા;
ચોપે ઢળે ચમર છત્ર શિરે ધરાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય
સિંહાસનો સુખડનાં કદિ કોય સારા,
માંડયાં કબાટ બહુ ટેબલ કે પટારા;
પેરે ધરી કર પલંગવિષે પડાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન [illegible]ાય હાય
હાથી હજાર હય હોય અનેક ઘેર,
ઓપે અસંખ્ય મણિ મોતિ અને ઝવેર,
આશા વિશેષ વધતી વધતાં વધાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
હું છું સુખી નૃપતિ રાજ્ય ચલાવનાર,
મારા અનેક સુખનો ન પમાય પાર;
એવું અનેક સમયે અભિમાન થાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
મારી પ્રિયા પરમ પુત્ર પવિત્ર મારા,
આ તો બધાંય ધન ધામ ધરા અમારા,
એવા વિચાર કરતા દિનરાત જાય,

વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય
જોવા ગમે સરસ નિત્ય નવા તમાસા,
ભૂલી જવાય નહિ ભોગ વિલાસ ખાસા
રામાતણા સુભગ સંગવિષે રમાય,
વીંચાય આંખ પછી કાંઈ ન હાય હાય,
ઘી દૂધ સાકર અને શુભ અન્ન ખાવા,
કૂવેન તેલ જલ શીતલ હોય ન્હાવા,
સારૂં શરીર ધન યાૈવન સાચવાય,
વીંચાય આંખ પછી કાંઈ ન હાય હાય
આશ્રા અનેક જન આનંદથી ઉપાડે,
પુત્ર પ્રિયા પરમ માનવડે રમાડે,
આચાર્યનું પદ કદી પ્રણયે પમાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય.
સાથે સહોદર વસે વિનયે વિવેકે,
સંસારનું સુખ ન પાછળ હોય એકે,
સર્વે સગાઇ બહુ સુંદર સાચવાય
વીંચાય આંખ પછિ કાંઇ ન હાય હાય
સાથે જમાય શુભ ભોજન ભાવ લાવી,
જોતી બધી જણસ હર્ષવડે મગાવી,
ચોપે ધરી ચરણુ આંખડિએ ચવાય,
વીંચાય આંખ પછી કાંઈ ન હાય હાય
વિદ્યા-કલાકુશળતા બહુ હોય સારી,
ગુજરાતને સરસ કીર્તિ કદી વધારી,
દેશાભિમાન ભરપૂર મને રખાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય
આ છે શરીર કહું કાચતણી કટોરી,
આયુષ્ય કાળ પણ જાય સદૈવ ચોરી,
સામાન્ય અંતસમયે સહુ રંક રાય,
વીંચાય આંખ પછિ કાંઈ ન હાય હાય
પુરો કવન ધન ધામ ધરા ઢવેથી,

જનુ જરૂર જગ જોબન જોગ મેની,
વિશ્વાસ કેમ ક્ષણભગુરનો નખાય ?
વીંચાય આખ પછિ કાઈ ન હાય હાય
ચાનો સદાચરણમા ત્રિયમિત્ર મારા,
પૂરા થશે શુભ મનોરથ તો તમારા,
આ દેહ તો સફળ જો પ્રભુને ભ તાય,
વીંચાય આખ પછિ કાઈ ન હાય હાય
તારો તરી અવરને ભવસિંધુ ભારે
થાશે પ્રસન્ન અખિલેશ્વર એ સુધારે,
વીતી જતો સમય તે ન ફરી પમાય,
વીંચાય આખ પછિ કાઈ ન હાય હાય
મેલો મમત્વ અભિમાન સમગ્ર ખોટુ,
શ્રી કેશવ પ્રભુથકી નહિ કાઈ મોટુ
સારૂ સમગ્ર જનને સુખ જે અપાય,
વીંચાય આખ પછિ કાઈ ન હાય હાય

---

## આપે તાપ અમાપ અતરવિષે એ સપ શા કામનો ?

શાર્દૂલવિક્રીડિત.

આખે આસુ પડે નડે હરવડી ચિંતા કરાવે ઘણી
ત્રાસે હોઠ સુકાય હાર ન મળે વિશ્રામ લેશે ઘડી
વારવાર ઘડાય ધર્મ વિસરી રાચો ધગ ધામનો,
આપે તાપ અમાપ અતરવિષે એ સપ શા કામનો ?
વિદ્યાભ્યાસ ન થાય જાય જનનુ આયુષ્ય એળે મધુ
સુઝે અતરમા ન ઉદ્યમ કશો કાળી ન વાગે વધુ,
મોટા મધનરૂપ પ મરણે જે નામ છે કામનો
આપે તાપ અમાપ અતરવિષે એ સપ શા કામનો ?
સાળા શાનક સાસરા સગપણે પ્યારા સૌ પ્રીતિથી
માતા તાત ભણેલ ભાઈ ભગિની ભાગે ભની રીતિથી,
મિથ્યા મોહવડે અનાદર કરાવે સ્વાર્થથી ગામનો

ચેતાનુ ચપળાપતિ પ્રથમથી ચિંતાવડે ચીસમા,
મુખેનો સહવાસ નાથ પણ તું કલ્પે કરાવીશમા

## શાને સુકાય અમથો અમથો જવાસા ?

वसततिलका

લીની કરી અવનિ મંગલ મેઘરાજે,
તાજા બધા તરુવર્ગ વનમાં વિરાજે,
પુરા પડયા પ્રકટ નિરખ સર્વ પાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા ?
આનંદ સર્વ વનમાં જનમાં જણાય
પાણીવડે પરમ પોષણ નિત્ય થાય,
જેને જરા જગતના નજરે તમાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા ?
ઇર્ષા તને અરર શું મનમાંહિ આવે ?
ઉછાડનાર જન તે તુજને ન ભાવે,
શું કોઈના કૃપણ હાય પડ્યા નિશાસા ?
શાને સુકાય અમથો અમથો જવાસા ?
શું શોષનાર તુજને ક્ષયરોગ ચોટયો ?
વર્ષાદમાં ન થઈ તું ગજ કેમ મોટો ?
પ્યારા પડયા ન હૃદિ પોષણકાજ સાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા ?
જ્યારે સુકાય સઘળાં તરુ તાપમાને,
ત્યારે રસાલ થઈ રાય અરે અકાને,
ક્યાથી થયો અરર એકનપેટ લાસા ?
શાને સુકાય અમથો અમથો જવાસા ?
સંપી રહે સકલ જાતિવિષે વિવેકે,
ગાડા ન ગર્ખ અભિમાન લગાર ટેકે,
જેને જરા જગતના નજરે તમાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા
આવ્યો અરે દિવસ ઇશ્વરની કૃપાથી,
માને કર્યો સરસ લાભ વિશેષ આથી

તું દે તજી અંતર દુઃખદ સર્વ આશા,
શાને સુકાય અમથો અમથો જવાસા?
શું સર્વને સુખ થવા તપ તું કરે છે?
કે દુષ્ટ દુઃખ કરનારથકી ડરે છે?
વીતી ગયા વિષમ કેશવ સર્વ વાસા,
શાને સુકાય અમથો અમથો જવાસા?

સોરઠા

અમથો કેમ સુકાય, આમ જવાસા એકલો;
હાય ન કોઇ સહાય, કોણ તને સંભાળશે?

## કુસંપથી સર્વ વિનાશ થાય.

ઉપજાતિ

બળ્યા કરે અંતર નિત્ય તાપે, બળ્યા કરે વૃત્તિ વિશેષ પાપે,
નિશ્વાસ નાખી નયનો ભરાય, કુસંપથી સર્વ વિનાશ થાય,
ખવાય પીવાય ન કાંઇ ખાંતે, ઘડી ન બેસાય મળી નિરાંતે,
ઉદ્વેગના બીજ બધાં વવાય, કુસંપથી સર્વ વિનાશ થાય;
કુવાક્યના માર કઠોર વાગે, સંબંધિઓ શત્રુસમાન લાગે,
શંકાવડે ભ્રાંતિ વધુ ભરાય, કુસંપથી સર્વ વિનાશ થાય,
વિદ્યાકલા અંતરમાં ન બેસે, પદાર્થમાં પ્રેમ ન લેશ પેસે,
આનંદનો ઉત્સવ દૂર જાય, કુસંપથી સર્વ વિનાશ થાય.
સંપી રહો સર્વ કુટુંબી સાથે, થાશો ન હેરાન કદાપિ ભાવે,
સંપેલને દૈવ કરે સહાય, કુસંપથી સર્વ વિનાશ થાય;
સંબંધનો બંધ કદી ન તોડો, અંધા થઇને અવળા ન દોડો
સંપે રહે દેશ સુખી સદાય, કુસંપથી સર્વ વિનાશ થાય,
સંપત્તિઓ સંપવડે થવાની, વિપત્તિઓ સંપવડે જવાની,
હળીમળી સ્વાર્થ ભલો સંધાય, કુસંપથી સર્વ વિનાશ થાય,
છે કોણ ક્યાંથી અહિં સર્વ આવ્યા? કોણે અરે આજસુંની નિભાવ્યા
વિવેકમાં સાર બોધ સમાય, કુસંપથી સર્વ વિનાશ થાય,
પડ્યા રહે ધામ ધરા સુધારો, સંસારનો સાર જરા વિચારો
અમૂલ્ય આ કેશવ કાન જાય, કુસંપથી સર્વ વિનાશ થાય

## परघरवासविषे.

मालिनी तथा वसंत

અપયશ અતિ ભારે થાયછે નાતજાતે,
નહિ પલ પણ પૂરૂ બેસવાનુ નિરાતે,
ગુણ અવગુણરૂપે લોક લેખે ધરાર,
પરઘર વસવુ તે ખડ્ગની તીક્ષ્ણ ધાર.
વિદ્યા કલા કુશલતા પણ દૂર જાય.
ઉત્સાહથી કઠણ કામ ન કોઈ થાય,
જોને છછુંદર ગળી ન તજાય સાપે
એવી દશા પ્રતિદિને હરિ હોય પાપે
નય વિનયવિચારે ચાલિએ નિત્ય ચોપે.
તદપિ ધનમદેથી અન્ન દેનાર કોપે,
કઠણ વચન લાગે કાળજામા કટાર,
પરઘર વસવુ તે ખડ્ગની તીક્ષ્ણ ધાર.
સપી રહે સહનશીલ થઇ સદાય
સંતોષરૂપ ગણવા ગરજે ઉપાય
સદ્ધર્મ કર્મ પણ કોઇ ન સાવ દેખે
રોગે તવાય તન તોપણ કોણ લેખે ?
ગરિબ જન ગણીને લોક સામા લડે છે.
વખત કઠણ આવ્યે મોત માગે પડેછે.
પ્રતિવચન ન પાછું સાંભળે કોઇ વાર
પરઘર વસવુ તે ખડ્ગની તીક્ષ્ણ ધાર;
પિંડે રહેલ પુરુષાતન નાશ પામે.
ધીરે ન કોઇ પણ પાચપચીશ નામે.
નીચા કરી નયન-મસ્તક અન્ન તેનુ,
આપીશમાં અરર ઈશ્વર દુખ એનુ.
અરરરરર એથી પીડ જો પેટ ફૂટે,
અરરરરરર પાપી પ્રાણ કેમે ન છૂટે,
અતિશય મનમાથી થાય એવા વિચાર,
પરઘર વસવુ તે ખડ્ગની તીક્ષ્ણ ધાર;

સ્વાધીનતા હૃદયની પણ જાય છૂટી
માનપમાન પણ જાય બધાં વછૂટી:
દુ:ખે સુખે દિવસ સર્વ સમાન લાગે,
ઉઘ્યા છતાં પરાશે પડનાર જાગે.
મન વચન દબાવી દીનતાથી સહાય:
શમ-દમ-વિનયોથી યોગ સારો ઘસાય
પરજનપર રાગી રાખવો પુર્ણ પ્યાર,
પરઘર વસવું તે ખડ્ગની તીક્ષ્ણ ધાર.
ભૂખે મરાય કદિ ધામ ધરા તજાય:
પ્રેમે તપાય તપ જંગલમાં જવાય;
શસ્ત્રપ્રહાર પણ સતતણો ખમાય,
હા હા તથાપિ પરઘેર ન વાસ થાય
નરમ ગરમ ખાવાના નથી દાળભાત,
મખમલમય શય્યામાં સુવાની ન વાત;
નરવર અતિશય થાય ત્યાંથી પસાર,
પરઘર વસવુ તે ખડ્ગની તીક્ષ્ણ ધાર
લાગે પવિત્ર જનને પરઘેર જેવુ.
સંસારમાં અવર દુખ ન કોઈ એવુ,
ઝીણો વિચાર કરતા સઘળું સમાન,
શુ ધીરતા વગર કેશવ ભૂલ ભાન.

---

## ए सज्जनोनो सहज स्वभाव

उपजाति

ત્યાગે સદા નિર્મળવૃત્તિ રાખે, સદૈવ સર્વે સુખ-દુખ સાખે,
તપે લગારે ન મમત્વભાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ.
ઉદારતા દાન દયા વિશેષ, સદૈવ સાદો સુખરૂપ વેશ;
સમાન સર્વે નર રંક-રાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ
રહે સદા ઇન્દ્રિયવર્ગ વશ્ય, પુણ્યે વળી પ્રીતિ કરે અવશ્ય,
કામાદિયા અંતરથી અભાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ

સભાળ રાખી રસ સર્વ જીતે, શોધે બધેથી સુખ કોઇ રીતે
જે તેવડે નિત્ય કરે નિભાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ
પરાર્થને સ્વાર્થ સમાન સર્વ, પરોપકારે ન જરાય ગર્વ
વૈરાગ્યમા જન્મથકી જમાવ એ સજ્જનોનો સહજ સ્વભાવ
સુધર્મના બીજ સદૈવ રોપે ન કારણો હોય તથાપિ કોપે
વિદ્યા ગણે જીવનનો વટાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ
વર્ણાશ્રમોના સહુ ધર્મ પાળે, ન થાય તે કાયર કોઈ કાળે,
અત્યત આનદમય પ્રભાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ
નળે ન આ વિશ્વવિષે વિરોધે સુશાન્તને દાન્ત વિશાન બોધે,
ભૂલે નહીં તોપણ ભક્તિભાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ
સેવા અને દર્શન માત્ર થાતા નિશ્ચે રહે પાતક સર્વ જાતા
આપે કરી આત્મસમાન લ્હાવ એ સજ્જનોનો સહજ સ્વભાવ
ભારે તરે આ ભવસિધુ ભાવે ભવે ફરી ભૂલ કરી ન આવે
દામી દિસે કેશવ દેહદાવ, એ સજ્જનોનો સહજ સ્વભાવ

---

## હાય હાયરે હિંદુપણુ જાય હાલ્યુ

મરશાયા

હાય હાયરે હિદુપણુ જાય હાલ્યુ, બુટ-પાટલૂને ઘરઘાલ્યુ રે—હાય૦
ધર્મ-કર્મ ન શુદ્ધ કોઈ પાળે ચડયા ચાનરી ચવળે ચાલે
અનાચારી થઈ ચિત્ત ચાલે રે — હાય હાય૦
પાયખાનામા બીડીયો ફૂકે, પાન ચાવતા ચાવતા થુકે,
રીતભાતને માગવે મૂકે રે — હાય હાય૦
ચડયા ચિત્તે વિચાર યૂરોપી, તજી પાઘડી પહેરી ટોપી
વરમાગ ઉદ્ધતાએ રોપી રે — હાય હાય૦
જુવો માથે ફિરગી જેવા કરે સુદરીની એક સેવા
હોય હૈયે હરામના હેવા રે,— હાય હાય૦
નથી ચામડી ગોરી થાતી, અન્ય બીજુ બધુય વિચાની
ખરી રમ્યતા તો રહી જાતી રે — હાય હાય૦
શિખા-સૂત્રતણા એક વેરી, દુરાચારે લીધા ઘર ઘેરી
ક્યા પાપનાં એ ફળ ઝેરી રે ?— હાય હાય૦

ગમે તેવા નવા વેશ ધાને, ચાહપાણી વિના નહિ ચાલે,
' ગુડમાર્નિંગ ' કહિ કર ઝાલે રે,— હાય હાય૦
કોટ જાકીટ કાજે રંગે અંગ તાણીને બાંધે તંગે,
ફરે ફેરવે શ્વાનને સંગે રે,— હાય હાય૦
બને બોલે વિલાતી બોલી, મળી નેત્રલોકાની ટોળી
બધા દેશને નાંખ્યો ડોળા રે,— હાય હાય૦
સત્ય બોધનું બાવલું બેઠ, હીતાઇનું લાકડ પેઠ,
ખાય એક બીજાનું એઠું રે,— હાય હાય૦
સ્નાન-ધ્યાનની છે ઘડી છેલી, પ્રીતિ રાગરંગ માથે રેલી,
કરે કામની સાથે મેલી રે,— હાય હાય૦
પાઠ-પૂજન કથા સાંભરે છે? ગુણ દોષથી કોણ ડરે છે ?
દેવ મેલીને દૂર ફરે છે રે,— હાય હાય૦
કોઇ શોધક થઇને બેસે, કોઈ પારકા પંથમાં પેસે,
કોઇ-ઠાકરને દિએ ઠગે રે,— હાય હાય૦
ગઇ આસ્થા સહુની ઊઠી, થઇ બુદ્ધિ બધાની બુઠી;
ખરી વાત જણાવે જુઠી રે,— હાય હાય૦
રાજ્ય જેવું તેના જન તેવા, નહિ ઓળખાય જાને કેના,
કહ્યું માને ન અવળા એવા રે, હાય હાય૦
પિએ ખારના ખાટા પાણી, બહુ બાટલીના ગુણ તાણી,
પંડિતાઇ પર ફેરવે પાણીરે — હાય હાય૦
શબ્દ બોલવામાં એક શૂરા, પિંડપાળવામાં માન પૂરા,
સ્નેહ સંબંધ માંહિ અધૂરા રે,— હાય હાય૦
માત તાતનું માન ન રાખે ધન યૌવન નીરમાં નાખે,
અમે દીઠું અમારી આંખે રે,— હાય હાય૦
ગમે તેવું મધુર ખપે છે, મર્દ શર્બત આઇસ્ક્રીમ લે છે,
કામ દેહ વટલાવા દે છે રે,— હાય હાય૦
સાફ આવાને સાળુ ચોળે હાથ પાણિયારે જઈ બોળે
વાંક એક બીજા પર ઢોળે રે,— હાય હાય૦
બીત ભૂંડા ન જાણે કોઇ, વાળ ઓળે આરીસા જોઇ,
રીત બાપદાદાની ખોઇ રે,— હાય હાય૦

લોકલાજના તો બાર વાગ્યા, વસ્ત્ર પ્હેરે છતા હોય નાગા,
ભૂલ જાણ્યાવિના જાય ભાગ્યા રે,— હાય ર
આગગાડિઓ ને આગબોટો, દેખે દેશ પરદેશમા દોટો,
થયો સેળભેળ એથી મોટો રે;— હાય ૮
ચીજ હાડકા ચામડાવાળી, રંગ રૂપથી જોઈ રૂપાળી,
કોઈ રે'તુ નથી મનવાળી રે,— હાય ૯
દવાદારૂમા દેહ વટલાયા, દોષ દેખે નહી દોરડાયા,
સમજાવતાં થાય સવાયા રે,— હાય ૧
વેદશાસ્ત્રની વાત ન માને, ભલે હોય કહ્યુ ભગવાને,
જાય મરડાતા અભિમાને રે,— હાય હા
ક્રમયોગે વધેછે ઢુધારો, મને માની લહે તે સુધારો,
હદ મેલી ગયાછે હજારો રે,— હાય હા
કહે કેશવ કયાં જઇ કહિએ ? હાય હોળી બળે છે હૈયે,
મન મારીને મૂંગા રહિયે રે — હાય હા

---

## પ્રાણથી અધિક પ્રિય ધન કેમ આપી શકાય ?

ઇન્દ્રવિજય

કષ્ટવડે કરતા બહુ ઉદ્યમ જે ધન માંડ શકાય કમાઈ,
જે ધનથી પ્રિયપુત્ર—કલત્રવિશે સુખથી રાચવાય સગાઈ,
જે ધનથી સઘળા વ્યવહારતણી રચના રહિ છે ઉભરાઇ,
જે ધન પ્રાણસમાન અતિપ્રિય તે ધન કેમ શકાય અપાઇ ?
જે ધનમાહિ ગણાય ઘણા ગુણ જે ધન હોય ન તો ગરિબાઇ,
જે ધન પાલન પોષણમા પણ પૂર્ણ શકાય નહી વપરાઈ,
જે ધન દૂરથકી નજરે પડતા મન જાય જરૂર તણાઇ,
જે ધન પ્રાણસમાન અતિપ્રિય તે ધન કેમ શકાય અપાઇ ?
તાપ હરે સઘળા તનના મનના વળી જે ધનની ગરમાઈ,
હોય પડયુ ઘરમા અતિદૂર ભલે પણ પોષણકારક ભાઇ,
જે ધન દુ ખદ થાય વૃથા કદિ જાય પડી કરમાહિથિ પાઈ
જે ધન પ્રાણસમાન અતિપ્રિય તે ધન કેમ શકાય અપાઇ ?

જે ધન ભોગવિલાસવિષે વિગતે પણ ખૂબ રહ્યું ખરચાઇ
જે ધન ઇશ્વરથી પણ ઇશ્વર એમ સદૈવ રહ્યું સચવાઇ,
જે ધન દુર્લભને અતિ દુર્લભ ચિતનથી તન જાય તણાઇ,
જે ધન પ્રાણસમાન અતિ પ્રિય તે ધન કેમ શકાય અપાઇ?

## ભવે ભણેલા પણ ભીત ભૂલે

ઉપજાતિ

વિવેકવાળા વચનો ન પાળે, માતાપિતાના મનને ઉકાળે,
વીધે બધાને વળિ વાકયશૂલે, ભવે ભણેલા પણ ભીત ભૂલે,
નારીસમીપે નટ નાથ જેવા, સેવા કરે આદરહીન એવા
ફૂદે ફસાઇ ફટકેલ ફૂલે, ભવે ભણેલા પણ ભીત ભૂલે.
નવું નવું નિત્ય મનાય સારૂ, જૂનું જુવે તે સમજે નઠારૂ,
ડાહ્યાપણું માત્ર ગણે દુકૂલે, ભવે ભણેલા પણ ભીત ભૂલે,
કામાદિનો અંતરમાંહિ કાટ, અનીતિનો તો ન મળે ઉચાટ.
આયુષ્ય ઓછું કરતા અમૂલે, ભવે ભણેલા પણ ભીત ભૂલે
સ્વધર્મમાં કેવલ કેશ રાખે, ગંધાય સાબૂ બહુ અંગ આખે,
ગડે દયા-દાનવિચાર ચૂલે, ભવે ભણેલા પણ ભીત ભૂલે
સન્માર્ગ શું તે સમજે ન શોધી, વિવેકના મૂલથકી વિરોધી
દુરાગ્રહે કેશવ દેહ હૂલે, ભવે ભણેલા પણ ભીત ભૂલે

## સુધારે શું કર્યું?

રાજિયો.

સાંતો સુધારે શું કર્યું? કરી જોજો વિચાર રે,
મારી દશા થાય દેશની, કયા કારિએ પુકાર રે? સાંતો૦

* રાગડચાની માત્રાનો મેળ નથી કાઇ કડીમા વધારે તો કોઇમા ઓછી માત્રા હોય છે અને માત્ર તેનો રાગ સરખી રીતે ચાલુ રહે છે એમ અનુમાન કરી શકાય કે દેહનો વિચાર થઇને આ દાવ નીપજ્યો હશે બીજા ઘણા રાગમા આ કવિતા ગા, શકાય છે

ધર્મ જાયછે દાન યાગનો, વળે કર્મોની કાણ્ય રે,
શરમ નથી રહી આંખની, મર્મ પ્હોચ્યો મસાણ રે, સતો૦
લોક પરલોક માને નહી, તીર્થઆદિનું તેમ રે,
શ્રાદ્ધ સંવત્સરી કરે નહી, નથી પૂર્વજમા પ્રેમ રે, સતો૦
સ્નાન સંધ્યા વિસરાય છે, પાઠ પૂજન જાય રે,
વૈશ્વદેવની વાત ક્યા રહી, તોયતર્પણ ન થાય રે સતો૦
બ્રહ્મભોજન કરતા નથી ખવરાવ્યાના ચોર રે,
ખાવુ ગમે ખરૂ પેટમા, કામ પાડ્યે ઢોર રે, સતો૦
દેવદર્શન કરતા નથી, ફળ રાખે અપાર રે,
અન્ય અવતારની વાતને સાવ માને અસાર રે સતો૦
કર્તા ન માને કોઇને, ગણે વસ્તુસ્વભાવ રે,
શાસ્ત્રપુરાણ ગપ્પાં પડ્યા આપ્તમાંથી અભાવ રે, સતો૦
નમનની રીત નીકળી ગઇ, કરે સર્વે સલામ રે,
સાહેબ કહીને બોલે બધા એક બીજાના નામ રે, સતો૦
મૂક્યો મહારાજ શબ્દને છતાં ઉત્તમ આપ રે,
મન નચાવ્યુ મિસ્તરે પડી ભાગ્યો પ્રતાપ રે, સતો૦
આચારનો અંતકાલ છે, સાવ વઠ્યો વિવેક રે,
ઈશ્વરના આસ્થા નહી, તર્ક આવે અનેક રે, સતો૦
સંબંધમા સમજે નહી, ગયો જ્ઞાતિપ્રબંધ રે,
આડધડ ધસી જાય છે આંખ હોય તોય અંધ રે, સતો૦
જૂનુ બધુ જૂઠું વદે, નવુ સાચુ મનાય રે,
નાતજાતન ધિક્કારતા, અનાચારે તણાય રે સતો૦
પશ્ચપર ઊડે ગોથાં ગયુ દેશાભિમાન રે
છન્નભેદ વધતા જાય છે, ગયા દયા દન માન રે સતો૦
બોલે વિલાયતિ ગોનિએ, બધુ જાણવાનો ગાળ રે;
રીતભાતન વ્યવહારનો, રોજ થાય ધમરોળ રે. સતો૦
ભાષા ગઇ ગુજરાતની, વેશ લાગે વિચિત્ર રે,
સર્વે નિવાજિયા સામટા, એક બીજાના મિત્ર રે, સતો૦
બાસે તને મથી દાતને, પગે પ્હેરે સપાટ રે,
દર્પણમા મુખ દેખતા, જુવે વાનપાની વાટ રે સતો૦

માથા બધાના ખોડકા, શૂન્ય સહુના કપાળ રે;
શિખાસૂત્રે શરમાય છે ગમે આગળ વાળ રે, સતો•
બૂટ મોજા પગમાં ગમે, હાથમાંહી રૂમાલ રે,
કોટ પાટલૂન જાકીટનો, ગણ્યો ઉત્તમ ચાલ રે, સતો૦
કસકસતા કમજા કર્યા, બાહ વાંકી વળેલ રે,
ટાંકયા બટન બધબેસતા, ચિત્ત જાણે ચળેલ રે, સતો•
ઉપરથી આછાઈ છે, મનમાહિ છે મેલ રે,
ભાપણું કરે ભય ટાળવા, શીગમાથી સળેલ રે, સતો૦
શ્વાનસેવા સદાચારમાં, ચાહપાણી પિવાય રે,
ટિફિન ઉપર ટપકાવતા, ગુણો પોતાના ગાય રે; સતો૦
સાબુ શરીરે ચોળવા, લૂગા હુલાવે ડીલ રે,
ઉભા ઉભા વાળ ઓળવા, એજ સુદર શીલ રે, સતો૦
પ્રેમનુ રૂપ ઓળખે નહીં, પડિતાઇનો ડોળ રે,
પ્યારી પ્યારી કરતા ફરે, રગમાહિ રસમેળ રે, સતો૦
ઘેર ઘેર ઘડિઆળો વધી, વધ્યુ ઘડીપ્રદાન રે,
લાકીટ પાકીટ રાગતા, મને માને છે માન રે, સતો૦
વીટે ગળામાં ગળપટા, અગ તગે તણાય રે,
પેરે પટાની ટોપિઓ, મિત સાથે મણાય રે, સતો૦
અગે લપેટે લૂગડા, અકડ ઈસ્ત્રી કરેલ રે,
છાટે લવંડર છુટથી, ભાર રાખી ભરેલ રે, સતો૦
હસ જેવા ઉજળા ફરે કામ કાળાં કરાય રે
નિશ્વાસ કયા કરવો હવે કોણ સાચો સહાય રે, સતો•
દેશની દાઝ દેખાડતા, ઘણુ વાણીમાં જોર રે,
પારકુ એઠુ ખાયછે, થયુ અધારુ ઘોર રે, સતો૦
પુનર્વિવાહના પથમાં, લાલ લાગેછે ઠીક રે,
દેડી બતાવે દાખલા, ગઇ બાધા ને બીક રે, સતો૦
જોગ્યા સમાજે સામટા થયા બહુ મતભેદ રે
એક બીજાથી ઉલટા, ખરો કોઇનો ન ભેદ રે, સતો૦
નાનભડાર ઘરમાં ભર્યો જાય બીજાને હાથ રે,
પોતે રહે પેટ કૂટતા, જેમ અધો અનાથ રે, સતો૦

હિંદુ થતા જાય પારસી પારસી, ઇંગરેજ રે,
ટાપટીપ અધિક વધી પડી, દુખ આપે છે એજ રે, સતો૰
કોણ સેવક કોણ સેઠ છે, ભેદ ભૂલ્યા ભણેલ રે
ઉચ્ચ નીચની નોકરી કરે, કોઈ નહિ કુધરેલ રે। સતો૰
ગીત પરદેશના ગાયછે, અહીં દેખે છે દોષ રે,
દેશી વિચારપર દૂરથી રોજ રાખે છે રોષ રે, સતો૰
નારીઓ પણ નકટી થઈ, ફરે ફક્કડાઇ સાથ રે,
અંગનો રંગ દેખાડતી, નાથ ઝાલે છે હાથ રે, સતો૰
ઝીણા શરીરે લૂગડાં, અંગ આખાં દેખાય રે,
પાનની પટીઓ ચાવતી, નહિ લેશે લજાય રે સતો૰
ચોપાનીઆં ક્યાંક ચોપિયો, કોક ઉઘાડે અંગ રે,
ઘાલે નહી કોઇ ઘાઘરા, સાડી ઝીણો સગંગ રે, સતો૰
સ્વચ્છંદતા છનકી રહી, પિંડ ઉપર પ્યાર રે,
લાજમર્યાદ જાણે નહી, આજકાલ નરનાર રે, સતો૰
ચારપાનિયાં નોળાય છે, છતે છાપાની છૂટ રે
ચોપે વિચાર ચરચાવવા, કરે રાતદિન કૂટ રે, સતો૰
સ્નેહ સંબંધ પ્રમદા પરે, અન્ય સંબંધ દૂર રે
રૈયા હરગી થઈ ગયા, વધ્યા ફેલ ફિતૂર રે, સતો૰
છાની છેક છપાય છે, ભગી નારી સમેત રે;
શૃંગારના ગીત ગાય છે, નહિ હરિપદ હેત રે; સતો૰
પ્રેમનાઝા પરદેશીઓ, કરે આવીને બોધ રે,
ઠીક ઠીક તે સમજાય છે, નથી થાતો વિરોધ રે, સતો૰
કોઇને કોઈ રોકે નહી, સવે લોક સ્વતંત્ર રે,
સત્ય શોધવાના યત્નો, મૂર્ખ જાણે ન મંત્ર રે, સતો૰
જાતાનુ જોર જણાય છે, જુઓ જઈ ઘેર ઘેર રે
ન્હાનામાં વેર વધી પડ્યાં, ઝરે આંખોમાં ઝેર રે, સતો૰
એક બીજાને ભેટતા, સદા દેખાડે સંપ રે,
પણ ઘરમાં સળગ્યા કરે, કષ્ટકારી કુસંપ રે, સતો૰
સાળો બનેવીને સદા, ઘણો આનંદ થાય રે
સારાં લાગે છે સાસરાં, અન્ય નહિ સંતગા રે, સતો૰

ખર્ચ વધ્યા ખાનપાનનાં, ક્યાંક અન્નના ઉચાટ રે;
સત્તા જણાવા સાગવે, કાગળોના કપાટ રે, સતો૦
ઝુમ્મરો ઝળકે કાચનાં, હાંડિ તખ્તાની હાર રે,
નાગા નામાના ચિન્તો, વધ્યો વળી વ્યવહાર રે, સતો૦
ચીનીખાનું ને ગીમની, પડે પુરો પ્રકાશ રે;
ગાદી-ગલીચા પાથર્યાં, થાય દીવાના હાથરે, . સતો૦
કોચ ખુરશી ખડીયા વધ્યા, સ્ટૂલ ટેબલ પલંગ રે;
બાગ બગીચા બંગલા, મિત્ર સાથે પ્રસંગ રે. સતો૦
વાજાં વિશેષ વધી પડ્યા, ગાન સુંદરિઓ સંગ રે,
સુંદર સતારથી રાતનો, રોજ જાગે છે રંગ રે, સતો૦
ઘોડાગાડી ઘરની થઈ, હવા ખાવી ખાય રે,
દુર્બલનાં દુઃખ ટાળવા, નથી થાતો ઉપાય રે. સતો૦
આઇસક્રીમ ટીમ આરોગતા, પિએ સોડા લુમ્ભાણુ રે,
દેહ વટલાયા દારૂએ, હાય હસુ ને હાણુ રે. સતો૦
દેશ સામું જોતા નથી, જવા દોડ વિદેશ રે,
પાણી તળે આવી ગયું, લક્ષ રાખ્યું ન લેશ રે; સતો૦
દેશી રમત દૂર જાય છે, રમે કોઈ ક્રિકેટ રે;
પ્રેમવડે વપરાય છે, બહુ બહુ બોલ બેટ રે. સતો૦
ગંજીફા ચોપાટમા, કાળ કાઢે વિશાળ રે;
એક પ્યાલે પાણી પિએ, જુદ તરણુ તમ વાતરે, સતો૦
કાગળ કલમ ને ટાંકણી, વધ્યા પીછ ને ગીગ રે;
કાતર છરી ફેરી વધ્યા, વધી ગઈ ટાપટીપ રે. સતો૦
અંધારુ હાલ હજી રહ્યું, વધ્યો જૂપર ભાર રે.
તન મન ને વાણી તણા, વશ્ય ક્યા છે વિકાર રે? સતો૦
રંગભૂમિનાં નાટકે, વળી વાજું નખોદ રે,
ટોળાં ભરાઈ નરનારિઓ, પૂર્ણ પામે પ્રમોદ રે. સતો૦
ટાવરમાં ગણુ લાખ દે, તોય ચિંતા ન હોયરે,
દેવમંદિરમાં દેહથી, દિયે દમડી ન કોય રે, સતો૦
ઘર ફીટે ઘર જાયછે, જુઓ પ્રત્યક્ષ વાત રે;
લોભ જતા લાભ સામટો, પડે સર્વે પછાત રે, સતો૦

ઉદય થવાનું ઓચરે, તેમ આવે છે અસ્ત રે;
સારા વિચારના સજ્જનો, ખેદ પામે સમસ્ત રે; સ તો૦
ગુરુ ચેલા સરખા બધા, નથી ફેર લગાર રે;
કોણ કોણને શુભ શીખવે, વર્ણ સરખા અઢાર રે; સ તો૦
માતા રૂએ કોઇ મોડિએ, પિતા મેલે છે પોક રે;
નારી રૂએ કપાળ એકલી, વધ્યો સંસારે શોક રે, સ તો૦
ચાકરી આકરી થાય છે, ન્યાય નાણે વેચાય રે;
નીતિ રીતિનું નામ જાય છે, પુણ્ય ઉપર દે પાય રે; સ તો૦
આગગાડી આગબોટમા, ઢેઢ ભેગા ભરાય રે;
જાણે પરાણે સર્વનો, સદા સેળભેળ થાય રે સ તો૦
દેશ પરદેશમાં જઇ જુઓ, બધે લાગી છે લાય રે;
રાજા પ્રજા દુખ ભોગવે, જાય કાળજાં કપાઇ રે; સ તો૦
ઇશ્વરની એટલી કૃપા હજી લાગે છે આજ રે;
દૂર દૂર જઇ પાછો વળે, હવે તાજો સમાજ રે, સ તો૦
કેશવ હરિ કરુણા કરે, થાય તો તો કલ્યાણ રે,
નહિ તો અરે આ દેશના, બુડ્યા બારેય વ્હાણ રે; સ તો૦

---

## જે કરવુ હોય તે મનુષ્યથી થઇ શકે તેવિષે

રુચિરાછંદની ચાલ

જે કરશે તે થાશે જન તું જે કરશે તે થાશે રે,
આગળથી નહિ ચેત ચતુર તો પાછળથી પસ્તાશે રે, જે૦
ધામ ધરા ધન વૈભવ વિદ્યા, સદ્ગુણ સર્વ સધાશે;
કામ કુશળતા કીર્તિ કલામાં, અધિક બધેય વધાશે,— રે જે૦
નીતિ ન્યાય નિયમ અધિકારે, ચડશે તેમ ચડાશે,
પ્રીતિ પુણ્યમા નહિ પેસે તો હેઠું હાથ પડાશે;— રે જે૦
વર્ણાશ્રમના ધર્મ-કર્મને, પૂર્ણ પણેજ પળાશે;
સત્સંગનિરતિ શમ-દમ સાધન, વિનય વિવેક વરાશે;— રે જે૦
આળસ મેલી ઉદ્યમ કરશે, ના દારણ કળાશે,
ભારે ભયકારક ભવસાગર, તારકનગર તરાશે.— રે જે૦

લાલચથી લોભાઈ ભવે જો ૫ ગ્પિુથી સપડાશે,
તો નિશ્ચય નાનાવિધ નરકે ઓથ વિના અથડાશે,— રેજી૦
દયા દાનમા દીન પણાએ, દેશે તે દેવાશે,
સારૂ નરતુ સઘળુ આગળ, લેશે તે લેવાશે,—— રેજી૦
અષ્ટસિધ્ધિ નવનિધિ પ્રયત્ને, હસ્તામલક કરાશે
લોકપાલથી અધિક થઇને વિશ્વ વિષે વિચરાશે,— રેજી૦
ભાવ હશે તો કેશવ હરિને, રાખી ભાન ભજાશે,
ભકિત જ્ઞાન વિરાગ વિચારે, જન્મ-મરણ-ભય જાશે રેજી૦

---

## परचूरण छप्पा

### શુ વૃથા

વૃથા મૂર્ખને બોધ વૃથા નિષ્ઠુરને નારી,
વૃથા ક્ષુધિતને ભોગ મરણની જ્યા તૈયારી,
વૃથા ઉખરમા મેઘ વૃથા પથ્થર પર પાણી,
વૃથા દુષ્ટને દાન વિમ્લની આગળ વાણી
છે વૃથા ભનુ ભણતર ભવે શમદમ જો ન સધાય તો,
વળી કેશવ હરિ ભજ્યા વિના જીવન પણ જો જાય તો

### શુ મિથ્યા ?

મિથ્યા વિદ્યાભ્યાસ પડે જો ટેવ નઠારી
મિથ્યા છે ઘરસૂત્ર જડે જો અસતી નારી,
મિથ્યા છે મિત્રાઇ મૂર્ખની કામ ન આવે,
મિથ્યા પુત્ર-કલત્ર ન ભવમા બચે બચાવે,
વળી કેશવ હરિભજ્યા વિના મિથ્યા માનવ તન ગયુ
અતિ પરાધીન પશુવત્સદા, જ્યા તો પણ શુ થયુ ?

### શુ સફલ ?

સફલ ધરા ધન ધામ હોય જો નિશ્ચય નીતિ
સફલ અવસ્થા સર્વ પુણ્યમા પેમે પ્રીતિ,
સફલ વિભવ ઘરબાર શ્રેષ્ઠ સેવક સુત દારા,
સફલ સર્વ અભ્યાસ ગમે જો ગુણગણ સારા,

આ શરીર ધન જન કીર્તિ પણ, સફલ નિરંતર થાય તો
કેશવ હરિવરનું પ્રેમ તજી ભાવે ભજન કરાય તો

### कोण हार्यो ?

હાર્યો જેને હોય ન વિદ્યા વશ કરનારી,
હાર્યો જેને હોય ન નરવી નિર્મલ નારી,
હાર્યો જેને હોય દુ:ખ દેનારૂં દેણું,
હાર્યો જેને હોય ન સબંધે શુભ લેણ,
વળિ કેશવ હરિ ભજતો નથી, શરીર મન બલહીન છે,
જે કહેણુ કર્મના યોગથી, દુષ્ટ અને અતિદીન છે
હાર્યો જેને હોય ન ધન ધર્મે વાવરવા,
હાર્યો જેને હોય ન કામ કરે શુભ કરવા,
હાર્યો જેને હોય ન કશીપણ પરની પરવા
હાર્યો જેને હોય ન ગુણ પોતામાં ગરવા
અતિ હાર્યો તે નર હોય જે, ઇન્દ્રિય ને આધિન ને
વળિ કેશવ હરિને વીસરી વિષયવિષે તલ્લીન છે

### शुं बल्युं ?

બળ્યો રોગિયો દેહ, બળી નિર્ધનતા બાજે,
બળ્યું બને જે પાપ વિના અનુભવે અકાજ
બળ્યું પારકે ઘેર સ્વાર્થને સારૂ વસવું,
બળ્યો અન્ય અવતાર બળ્યું ખપવાળે ખસવું,
સદ્વિદ્યાવિણ જીવન બળ્યું, બળી આકરી ચાકરી,
વળિ કેશવ હરિ સંસારમાં, બળી ભીખની ભાખરી

### कोण जीव्यो ?

જીવ્યો તે નર જાણ લોભમાં ભૂલ ન કીધી,
જીવ્યો તે નર જાણ શીલ સરલાઈ લીધી
જીવ્યો તે નર જાણ ન લપટ્યો પરધન-દારે,
જીવ્યો તે નર જાણ બનતું જે બાર ઉધારે
વળિ જીવ્યો તેને જાણવો પુણ્ય-ધર્મથી કેળવી,
કેશવ હરિવરના ચરણમાં, મન દીધું છે મેળવી

### कोण भूल्यो ?

ભૂલ્યો તે નર ભાઈ સદાચરણે જે ચૂક્યો,
ભૂલ્યો તે નર ભાઈ સમયને વાસે મૂક્યો,
ભૂલ્યો તે નર ભાઈ નીતિની રીતિ ન જાણી,
ભૂલ્યો તે નર ભાઈ પ્રીતિ શુભ નહિ પ્રમાણી,
વળિ ભૂલ્યો તે ભવસાગરે, ભોગવિષે ભટક્યા કર્યો,
કેશવ હરિવરના ભજનથી, વિનયવિના વટક્યા કર્યો

### जे करो ते प्रथम करो

ભલો કરો અભ્યાસ પછી ક્યારે કરવાના ?
ઠરો ઠરાવી ચિત્ત પછી ક્યારે ઠરવાના ?
ડરો રોગને ભોગથકી ક્યારે ડરવાના ?
ધરો દુખમા ધૈર્ય પછી ક્યારે ધરવાના ?
તરવાને તન તરણી મળી, સદાચરણ શઢ ઠીક છે,
છે કેશવ હરિ હૈયાવિષે, બીજી શેની બીક છે ?

### जे थयु ते थयु

પડ્યો પડ્યો વિશ્વાસ દેવ પણ પડી પડી તે,
થયુ થયુ તે કામ સુકિત જે જડી જડી તે,
ચઢ્યો ચઢ્યો તે ઘાટ વાન પણ વળ્યો વળ્યો તે,
વધી વધી તે બુદ્ધિ, લાભ પણ મળ્યો મળ્યો તે,
વળિ કેશવ હરિના ભજનનો, માનવ જન્મ મળ્યો મળ્યો,
જે જ્ઞાન ભક્તિ વૈરાગ્યમા, રજ્યો તેજ અન્તે રજ્યો
ધર્માર્થ કામ મોક્ષ સધાયા તેજ સધાયા,
સ્વાર્થ અને પરમાર્થ વધાર્યા તેજ વધાર્યા,
સદાચરણ ને શીલ વચન પણ પળ્યુ પળ્યુ તે,
વૈરી સાથે વૈર ઝેર પણ વળ્યુ વળ્યુ તે,
વળિ પુણ્ય ધર્મ ને દાન પણ, થયા થયાં તે જાણજો;
વર કેશવ હરિના ચરણમા, મન રાખીને માણજો
નામ પડ્યુ તે પડ્યુ ફૂલ ફલ સડ્યુ સડ્યુ તે,
ઉદય સાધતા કદિ વિઘ્ન પણ નડ્યુ નડ્યુ તે,
સદાચરણમા મત્ત ચડ્યા તે ચડ્યા પ્રમાણો,

ધામ ધરા ધન દેહ છેવટુ ચ ચલ જાણો,
વળિ કેશવ હરિનો નીતિથી, એક મને આશ્રય કર્યો,
અતિ ઉત્તમ પદ સુખ ધામને, વિવેકવાળો તે વર્યો
ગયો ગયો વિશ્વાસ ગયુ કકણુ જે ફૂટયુ,
ગયુ વછૂટયુ બાણુ ગયુ ફૂલ પાકી તૂટયુ,
ગયા લાવ ને દાવ ન જો લેવાઈ શકાયા,
ગઈ અવસ્થા સર્વ ન જો કલ્યાણ કમાયા,
પણ કેશવ હરિનુ હેતથી, કર્યું ભજન જાતુ નથી,
તન ધન ચચલ યૌવન જતા, કુશલ કહ્યુ થાતુ નથી.
વદ્યા વચન તે ગયુ ગયુ જીવન જે વીત્યુ,
ગયો ગયો તે કાન ન જેણે યૌવન જીત્યુ,
ગયુ ગયુ તે સ્મરણુ ગયુ ધન પણ સચવાતા
આદરથી ન અપાય, ખવાય ન પણ લૂટાતાં,
વળિ કેશવ હરિ ભજવાવિના, જીવન ગાળ્યુ તે ગયુ,
આ વૃથા વિષયના ભોગમા, ભટક્યાથી ફળ શુ થયુ ?
ગયા રૂપ ને રગ નથી પાછા મળવાના,
ગયા દિવસને રાત નથી પાછા વળવાના,
ગયો પ્રેમ તે ગયો નથી નિશ્ચય બધાતો,
તૂટયો તે સબધ નથી સપે સધાતો,
વળિ કેશવ હરિ ભજવાવિના, સાધન સર્વ ગયા ગયા.
જે વિદ્યા ધન જન કીર્તિ તન, તે સર્વે નિષ્ફલ થયા

**કઠિન શુ ?**

પ્રેમપથ છે કઠણ કઠણ નિર્મલ મન વાણી,
કઠણ પુરુષમા પ્રીતિ કઠણ પિડવિષે પાણી,
કઠણ પવિત્ર પ્રિયા કઠણ તન સાવ નિરોગી,
કઠણ ધર્મને દાન કઠણ કામો ઉપયોગી,
છે નિષ્કલક યૌવન કઠણ કઠણ કીર્તિ આ લોકમા
વળિ કેશવ માનવ તન કઠણ, કઠણ શાન્તિ અતિ શોકમા.
કઠણ નીતિની રીતિ કઠણ આચાર વિચારો,
કઠણ કહેવો સપ સદા સબધે સારો,

કઠણ પ્રજા વિદ્વાન સાનમા સમજે તેવી,
કઠણ અલૌકિક કોઇ સુકર્મે કુશળતા લેવી
છે નૃપ સેવા કેશવ કઠણ, કઠણ ચાકરી કોકની;
વળી કઠણ ભક્તિ હરિભજનમા, કઠણ પ્રાપ્તિ શુભલોકની,
કઠણ વિવેક વિચાર કઠણ નિર્ભયતા ભારે,
કઠણ ખરો પરમાર્થ જેમ મીઠુ જલ ખારે,
ઇન્દ્રિયનો જય કઠણ કઠણ સુખદુઃખે સમતા,
કઠણ દીનતા દયા કઠણ તજવી જે મમતા,
છે કઠણ સિદ્ધિઓ કરવિષે કઠણ જ્ઞાન વૈરાગ્ય છે;
વળિ કેશવ સદ્‌વિદ્યા કઠણ કઠણ લાગતે ત્યાગ છે
કઠણ નીલ સંતોષ સદા સદ્‌ગુણમા પ્રીતિ,
કઠણ પાળવુ વેણ કઠણ વદવી જે નીતી,
ક્ષમા કઠણ અપરાધ થતા અંતરથી કરવી,
કઠણ કઠણ કાલમા ખરી ધીરજ જે ધરવી
કેશવ હરિદાસપણુ કઠણ ભલો ભાવ હરિભક્તિમા
વળિ તરવો ભવસાગર કઠણ પ્રેમ વિશેષ વિરક્તિમા
કઠણ રાજ્ય અધિકાર, તત્ત્વ શાસ્ત્રોનુ તેવુ,
કઠણ અહો ઔદાર્ય જગતમા જોના જેવુ,
કઠણ શૂરતા રણે કઠણ પરદેશ વિચરવુ,
કઠણ દેશહિતવિષે પ્રેમથી પગનુ ભરવુ
છે પૂર્ણ વયે મરવું કઠણ, સર્વ મનોરથ મેળવી,
કેશવ હરિવરને પરખવા, કુશળપણે મન કેળવી.

---

## શરીરની આરોગ્યતાવિષે

### દોહરા

તન જેવુ મન થાય છે, મન જેવુ તન હોય,
અનુભવ ટાણે એક છે, નથી અજાણ્યુ કોય
મન માદુ જો હોય તો, તન પણ માદુ માન,
તન માદુ જો હોય તો, મન એવુ અનુમાન;

સુખ મનને તો તન સદા, સુખમા રહે અમંદ
તનને સુખ તો મન મહીં આવે અતિ આનંદ
તન-મન બંને એક છે તો શિર શરીર,
શરીર બસ આરોગ્યની, વાત વડી ગંભીર
વસ્ત્ર અલંકારો સરસ ધારી ધૈર્ય ધરાય,
શરીરને સુખ હોય તો ભાતિ અન ખવાય
શરીરને સુખ હોય તો, વિષયભોગ સુખરૂપ
અનારોગ્યતા આવતા ભૂપર લોટે ભૂપ
પ્રિય વૈભવ લાગે નહી, ન ગમે ધંધો કોય,
પ્યારા જન ગમતા નથી રોગ જરા જો હોય
સ્રી પુત્રાદિક સાંપડે પ્રેમ બધે પથરાય,
શરીરને સુખ હોય તો શુભ પુરુષાર્થ સધાય
ધ્યાન ધર્મ શુભ કર્મ પણ, સુખિયા તનથી થાય
પૂજા પાઠ પવિત્રતા સર્વે રીત રખાય
વિદ્યાભ્યાસ વિચારમા રહે ચિત્ત તલ્લીન,
રાજ્ય અને અધિકાર પણ તનસુખને આધીન
ધીર વીર ગંભીરતા પ્રબળ પરાક્રમ સર્વ
અનારોગ્યતામા રહે ગુણ ગરવાનો ગર્વ
સુખ શરીરનું હોય તો સત્ સાધન સચવાય
અનુભવ પરમાનંદનો નજરાડે લેવાય
પરમેશ્વરની પણ કૃપા અનારોગ્યતા એક
મન નિર્મલ વિદ્યા સુખદ સારાસાર વિવેક
અનારોગ્યતા આવતા, જાય ટળી સહુ ટેક
કેશવ હરિભજના પડે એ મોટો ગુણ એક

---

## विश्वास कया करवो ?

हरिगीत

વિદ્વાન મૂર્ખ સમગ્ર લોકો લોભમા લલચાય છે,
છોટા અને મોટા બધા જન લોભથી વશ થાય છે,

ઉપરથકી આસ્તિક ઉદાર પરોપકારી થઈ ફરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે !
સારૂં નઠારૂં સમજનારો સેંકડોમાં કોક છે.
બહુનું બગાડી લાભ લઇ લેનાર લુચ્ચા લોક છે;
મનની પરીક્ષા માંહિથી હરિ કોણ આવીને કરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે !
વ્યવહાર ને પરમાર્થમાં પુરો પ્રપંચ રચાય છે,
રહિએ ભરોસે જેમને તે ગુપ્ત ગાળી ખાય છે;
અન્યાય કે અપરાધથી અંતરવિષે ન જરા ડરે,
આ વિશ્વના વ્યવહારમાં, વિશ્વાસ ક્યાં કરવો અરે !
પોતાસમાન ન કોઈ પણ જોતું નથી જન કોઇને,
બળિયો કરે અપરાધ સામું પાત્ર નિર્બલ જોઇને
સમજે સરસ તે રીતિને નિજ સ્વાર્થ જે રીતે સરે.
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે !
અધિકારિઓ અધિકારમાં અવળું કરે અંધા થઇ,
આનંદ માની લે સદા પરધામ—ધન લુંટી લઈ;
સંબંધિઓ ને સ્નેહિઓ પણ પાપનાં પગલાં ભરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે !
વિદ્યા-વિવેક-વિચારધારક ધર્મવંત અથોક છે.
પણ કોણ ? તે સમજી શકાય ન એજ અન્તે શોક છે;
છલકપટ ચારે કોર દેખી હાથમાં હૈયું ન રે'.
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે !
પ્રિય મિત્ર પુત્ર કલત્ર પણ સબંધ ભૂલી જાય છે,
સ્નેહી સહોદર સેવકો તે દુષ્ટ મનના થાય છે;
પાણી પરાભવ પ્રીતિમાં ભોળાજનો નયનો ભરે,
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે,
પરિચયવિના ચાલે નહીં વ્યવહાર પણ કરવો પડે,
પરિણામ નહિ સમજાય તેથી બુદ્ધિ ચકડોલે ચડે;
કેશવ કશી કરણા નથી કરતા કહો મન કયમ ઠરે ?
આ વિશ્વના વ્યવહારમાં વિશ્વાસ ક્યાં કરવો અરે !

૨

ભારે ભણેલા અભણ સર્વે મોહને આધીન છે,
મન-વચન-કર્મવડે વિશેષે લોભમાં તલ્લીન છે;
ભાવ્યા ઘણાને ભટકતા ભવમાંહિ ભૂંડા હાલમાં,
વિશ્વાસ કયાં કરિએ કહો આ જગતની જંજાલમાં!
છલકપટ ચારે કોર છે બહુ જોર કામ-ક્રોધનું,
અંતર ભર્યું અજાન બલ બહુએ બનાવે ઓધનું
કેવું હશે કોનું હૃદય ન ભળાય અક્ષર ભાલમાં,
વિશ્વાસ કયાં કરિએ કહો આ જગતની જંજાલમા!
સંપત્તિમા સર્વે સગાં સંભાળ રાખે ભાવથી,
સંકટ સમયમાં દૂર નાશી જાય હોય અભાવથી,
નહિ કોઈનું પણ કોઇ હોય હિતૈષીજન આ કાલમાં,
વિશ્વાસ કયાં કરિયે કહો આ જગતની જંજાલમાં!
પોતાનું નિહાળી પારકું અધિકારિઓ પીડા કરે,
અન્યાયથી અંધા થઈ ધનમાલ હોંશવડે હરે;
હરિ હાય શું થાશે હવે મન જાય ફાટી ફાલમાં,
વિશ્વાસ કયાં કરિએ કહો આ જગતની જંજાલમાં!

દોહરો.

પાત્ર પારખો આપ, કેશવ હરિ વિશ્વાસનું;
ટળે બધા સંતાપ, અદ્ભુત આ સંસારના

## ધીરવીરને ધન્યવાદ.

હરિગીત.

પ્રિયમિત્ર પુત્ર કલત્રના સંબંધના સંતાપથી,
તપતા નથી તનમનવિષે સંસારના ત્રણ તાપથી;
પરામી વિપત્તિવિષે કદી ચંચલ થઈ ન જરા ચલે,
એ ધીરવીર નરોને છે ધન્ય આ ધરતીતલે.
કવિરૂપ કંચન-કામિનીની કામના કરતા નથી,
વૈભવ ભલા આ લોકના જેવું હૃદય હરતા નથી;

## વિભાગ ૫ મો
### સ્ત્રીજનોપયોગી કાવ્યસંગ્રહ



દોહરા

પતિવ્રતાવ્રત જગતમાં, પ્રસરે ઘરઘર જેમ,
સુજ્ઞજનોએ સર્વદા, તત્પર રે'વું તેમ,
તત્પર રે'વું તેમ, પતિવ્રત વધવા કાજે,
એજ દેશનો ઉદય, થવાનો હેતુ ગાજે,
એજ સરસ કાર્યું—તણો શુભ પંથ ભજનો
એજ પંથથી મળે, સદા સુખરુપ ખજાનો

### તે નારીનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે

હરિગીત

આળસ અને નહિ ઉંઘ જેને નિત્ય વ્હેલું જાગતી
નિર્મળ થઇ ગુરુજન અને પતિને પગે પણ લાગતી,
સન્માનથી સહુને જમાડી જે પછી જમનાર છ,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે
મન-વચન-કર્મ વડે કરે સેવા સદા નિજ નાથની,
વિદ્યા-વિવેક વિચારથી સંભાળ લેતા સાથની,
જેને સદા સંતોષકારક એક નિજ ઘરબાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે
આજ્ઞા ન લોપે નાથની કોપે નહી જે કોઇને
ચાલે સદાચરણે સુખે જે સૂક્ષ્મ નજરે જોઇને
વાદો વગોણા વાદને જે જન્મથી તજનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે
દમ્પ સાવ શરીરને સચવાય મંગલ અંગનું,
સમજે પ્રયોજન એટલું શણગારના શુભ સંગનું
પતિપદવિના જેને સદા સંસાર સાવ અસાર છે,

તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સદ્ગુણવડે સુખ પામતી જે પ્રૌઢતા પ્યારી કરે,
આદરવડે ગુરૂજનવિષે સેવા વળી સારી કરે;
અપરાધ અન્નજનોતણા જે ગુણવિષે ગણનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
અપરાધ થાતાં કાંઈ કરજોડી નમી ઉભી રહે,
સુખ–દુઃખ પેડતાં પિઉપર સામે પગે સઘળાં સહે;
શુભવચનરચના વિનયથી વાણીવડે વદનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
છેદે ન મર્મસ્થાન કડવા વેણ કાઢી કોકનાં,
કારણ બધાં કોરે કરે સંતાપનાં ને શોકનાં;
ઇશ્વરવિષે જેને સદા અંતરથકી આધાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે
સંતોષ પામે સર્વ જેને જોઇને સત્સંગમાં,
રાચે નહિ રતિમાત્ર પણ સંસારના જે રંગમાં,
બહુ દુઃખમાં પણ દીનઉપર જે દયા કરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
પીડાય તન તો ત્યાં સદા નિજ નાથનું મુખ નામ છે,
જેને સદા નિજ નાથને સુખ આપવાનું કામ છે;
જેનો સદા અનુકૂળ અલ્પ વિહાર ને આહાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
ઉંચી ન આંખ કરે કદી બોલે ન બરકીને બહુ,
હસતું રહે નિજ હોઠમાં સૌભાગ્યવંતી જે વહુ;
સંબંધમાં સર્વે પ્રકારે સંપ સાચવનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
નહિ જાય કોઇ સમાજ કે ઉત્સવવિષે પણ એકલી,
સર્વે પ્રકારે દીનતા જેને ભવે ભાગી ભલી,
દેખી અરે અવગુણ અવરના ખેદ જે કરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
પતિનો વધારે પ્રેમ પુત્ર પવિત્ર જે પામેલ છે,

ઘર ધાન્ય ધન જન યૌવને જે જગતમાં જામેલ છે,
દુર્જનતણા દર્શનવડે જે હૃદયથી ડરનાર છે,
તે નારિનો સંસારમા સુખરૂપ આ અવતાર છે
કુલ-જાતિના વર્ણાશ્રમોના ધર્મ-કર્મ કર્યા કરે,
ગુરૂજન અને પતિની અનુજ્ઞા પાળતા પગલુ ભરે,
સંસારની શુભ રીતભાત સમગ્ર જે ભણનાર છે,
તે નારિનો સંસારમા સુખરૂપ આ અવતાર છે
સંપત્તિમા કોમળ રહી સુખરૂપ સંપ વધારતી,
મદ મોહ કામ ક્રોધને મનમાહિથી જે મારતી,
જુઠી ચપળતા ચતુરતા જે જન્મથી તજનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે
સદ્બોધ આપી બાલકોને પ્રેમ પૂરે પાળતી,
પ્રારબ્ધથી જે સાંપડ્યુ તેમાજ મનને વાળતી,
સુખ-દુખના દિવસોવિષે જે ધૈર્ય બહુ ધરનાર છે,
તે નારિના સંસારમા સુખરૂપ આ અવતાર છે
ટાણે કટાણે ક્યાહિ સાથવિના કદી જાતી નથી,
નાગી નદીના તીરપર વસ્ત્રોવિના ન્હાતી નથી,
ન જણાય અંગ જરાય એવો વેશ જે ધરનાર છે,
તે નારીનો સંસારમા સુખરૂપ આ અવતાર છે
વિદ્યા વિનોદ વિચાર શુભ ગુણ રૂપ યૌવન અંગના,
નિજ નાથસાર સર્વ અંતરમા ગણે જે અંગના,
સાધન સજે સુખના અને શુભ સંપ જે કરનાર છે,
તે નારિનો સંસારમા સુખરૂપ આ અવતાર છે
સખિઓતણા જે સાથમા નવરી થઇ નાચે નહી,
સંપત્તિના સુખભોગમા મનમાં જરા રાચે નહી,
વ્રત-નિયમ પાળી નાથને જે સર્વ સુખ દેનાર છે,
તે નારિનો સંસારમા સુખરૂપ આ અવતાર છે
સત્તાપ્રમાણે ખરચ રાખે જે છકી ન જતા બહુ
ભૂલે નહી જે ભાન નિજ-કુળ જાતિ-સદ્ગુણનુ સહુ
નિજ દોષને જાણી જાહને તરત જે તજનાર છે,

તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે
દેખી અવરનાં દુઃખને જે હૃદયમાં દુખાય છે,
સુખમાં નિહાળી સર્વને જે અધિક રાજી થાય છે,
સંબંધિઓના દોષને ગુણરૂપ જે ગણનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે
બહુ બાળકોને બોધ સદ્‌ગુણ આપવા ઝાંખા કરે,
અજ્ઞાનની જડ ગાંઠને જે જન્મથી કાપ્યા કરે;
પીડાવિના પતિપુત્રપ્હેલાં પ્રાણ પરહરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

## તે સ્ત્રીનો જન્મ સફલજ છે.

*ગીતિ.*

સત્ય સરલતા સાથે, સદાચરણમાં સદૈવ મન રાખે;
સદ્‌ગુણથી શણગારે, દુઃખ અને સુખ સમગ્ર જે સાંખે;
સંપ વધારે ભારે, ધર્મવિષે ધ્યાન જે ધરે સારે;
પ્રૌઢ રહે તન-મનથી, પુણ્ય કરે પ્રેમથી અતિ પ્યારે;
પતિવ્રતાવ્રત પાળે પ્રમદા જે પ્રેમથી સદા શાણી;
સફલ જન્મ છે તેનો, શાસ્ત્ર પુરાણો વદે એમ વાણી.

## નગણી નારીઓને ચાબકા

(આધવજીના મહિનાનો રાગ.)

રે ધિક્કાર તમોને નગણી નારિઓ,
પરનાં બાળો ચરચર ચિત્ત હમેશ જો;
દિલમાં લેશ દયાનો ડાઘ મળે નહિ,
કરવા રાજી કલેશ સદાય વિશેષ જો—રે ધિક્કાર૦
શા ભવકાજે ભૂંડાં કર્મ કરો તમે ?
ડરો નહી કુદ્‌ગુણથી કેમ જરાય જો ?
પરનિંદા કરવામાં મીઠપણું ગણો,
સેરા નારની ઓથી ઉદય ક્યાય જો—રે ધિક્કાર૦

બાખાબોલાં બહુ બાકી રાખો નહી,
કામકાજ પણ ઘરનું સર્વ સુકાય જો;
અમથાં અમથાં આળ કરોછો કોકની,
લાભ કહોને શો તેમાંથી થાય જો !—રે ધિક્કાર૦
આ ભવમાં તો કૂટી-પીટીને મરો,
પરભવમાં પણ દુઃખ થવાને કાજ જો;
ઘડો પાપનો પેતાને હાથે ભરો,
ઉડાવી દોછો આકાશે લાજ જો !— રે ધિક્કાર૦
ખોટાને સાચું માની બેસો તમે,
રોવે પડતાળો પોતાનાં બાળ જો;
નહિ કે'વાનાં વચન કહી નિજ કંથને,
થાકો ત્યારે કૂટો હાથ કપાળ જો !— રે ધિક્કાર૦
મર્યાદાનું ગોઠું તો જોતા નથી,
મલિનપણામાં મસ્ત રહો દિન રાત જો;
આળસ ઊંઘ વિશેષે તે તમને ગમે,
સદાચારની સ્વપ્ને ન રહે વાત જો !—રે ધિક્કાર૦
મેણાં મારી મુખ મલકાવીને જુઓ,
ગોસર ગુંથો ત્યાં લાગે નહિ થાક જો;
કાંઈ થતાં કહો છો વાંક કપાળનો,
નહિ સાચવવું જાણો જરિએ નાક જો !—રે ધિક્કાર૦
પોતાનું કીધેલું લેખો પાધરૂં,
વૃથાવાદમાં જાય દિવસ ને રાત જો;
કર્યાં હતાં કેવાં પાપો પેલે ભવે ?
પડી રહે છે ચોખી તેની છાપજો !— રે ધિક્કાર૦
સંતાપો છો પિયર-સાસરાને સદા,
કાન્ત કહે તે કાને ન ધરો લેશ જો;
સમ ખાતાં ને દેતાં વાર કશી નહિ,
ભલો ભજાવો દુર્જનતાનો વેશ જો !—રે ધિક્કાર૦
ક્રોધ કામ ને લોભવિષે બુડ્યાં રહો,
એળે જાવા દોછો આ અવતાર જો;

બીજાના ધનધામવિષે છર્ખ્યા કરો !
અમૃતમાંથી વિષસમ શોધો સારજો !— રે ધિક્કાર૦
સ્વામી શીખામણ આપી થાકી મરે,
તો પણ કાને ન ધરો તે તલભાર જો,
કે'તાં કાંઇ સહજ વાતે કથળી પડો,
વિષ ખાવાની બ્હીક ન દેતાં વાર જો !— રે ધિક્કાર૦
જીભ તમારી કેમ કપાઈ જતી નથી ?
હૃદય તમારાં ફાટી કેમ ન જાય જો ?
પિયેર-સાસરાને પીડો છો પાપણી,
નહિ સાંખે તે સર્વ જગતનો રાય જો !— રે ધિક્કાર૦
શીલપણું શું છે તેને સમજો નહિ,
સદ્‌ગુણ લાગે લેતાં કડવા ઝેર જો;
પેટ ભર્યાનું સમજો સાચું કામ છે.
પ્રૌઢપણાની સાથે જાણે વેર જો.— રે ધિક્કાર૦
પાંખાં પટકુલ પ્હેરી સઘળે સંચરો,
અંગ ઉઘાડાની નહિ લાજ લગાર જો,
તન-મન મેલાં રે'તાં સુગ થતી નથી,
સંતોષો નહિ કદિએ નિજ ભરથાર જો— રે ધિક્કાર૦
બીજાનાં બાલકને ગાળો આપવી,
પોતાનાં બાલક તે વ્હાલાં પ્રાણ જો,
તેનું પણ પોષણ કરતાં નહિ આવડે,
મરી જાય તો કાઢો મોટી કાણ જો.— રે ધિક્કાર૦
સંપ સગામાં રાખ્યાનું શીખ્યા નથી,
દંભ તમોને વ્હાલો છે દિનરાત જો;
કાણી આંખ કરી હેંગીહેંગી જુવો,
જુગને જાણી જોઇ વગોવો જાત જો— રે ધિક્કાર૦
નણંદ હશો ત્યાં ભાભીને ભાડી હશો,
પણ હશો ત્યાં સહુને સંતાપ જો:
પરમ પુણ્યનો પંથ તમે પુછો નહિ,
પર ઉપકારે જાણો મોટું પાપ જો— રે ધિક્કાર૦

પાપ પિંડનાં ધોવા અન્ય વ્રતો કરો,
સ્વામીની સેવાવિણ નિષ્ફલ જાય જો;
એ તો અધાં અંતરમાં આવે નહિ,
સાબેલું વાસીદે જેમ તણાય જો — રે ધિક્કાર૦
વિશ્વવિષે મારા સરખું કોઇ નથી
રાતદિવસ એવી રીતે વહિ જાય જો;
આઠ બજે ઉઠો છો આપ્યો ચોળતાં
કાચુ પાકું બાર બજે રંધાય જો — રે ધિક્કાર૦
બાલપણામાં ટેવ પડી ટળતી નથી,
વૃદ્ધ થતા પણ શાની આવે સાન જો ?
કર્મ કરો છો તેનાં ફલને પામશો,
ધરતાં નથી લગારે તેનું ધ્યાન જો — રે ધિક્કાર૦
ભારે ભવસાગર તરવા ઉદ્યમ કરો,
સુખ મેળવવા કરવા યત્ન અપાર જો;
સ્વામીનાથ કહે તે શિક્ષા માનજો.
સદાય કરજો સારાસાર વિચાર જો — રે ધિક્કાર૦
માન્યામાં આવે તો શિક્ષા માનજો,
મારે કે'વાનો છે નહિ અધિકાર જો;
પણ મન બળવાથી બોલ્યો છું જે બધું,
કેશવ કરજો ક્ષમા કહુ આભારજો — રે ધિક્કાર૦

## તે સ્ત્રીના જીવનનેજ ધન્ય !

શાર્દૂલવિક્રીડિત.

ચાલે ચોંપથકી સદાચરણમા સૌભાગ્યથી શોભતી,
સ્વામીને સુખ આપવા પ્રતિદિને યત્નો કરે છે અતિ;
સંસારે સુખરૂપ એક નિજનો જે ધર્મ શોધી લહે,
તે નારીજનની શિરોમણિ સતીને બોધ સર્વે કહે.

વસંતતિલકા

સૌભાગ્યનું સરસ ભૂષણ ધારિનારી,
શોભા સદા શિયળની શુભ જાણનારી;

સાચે સદાચરણને શુભ પંથ ચાલે,
લીધેલ જન્મ જુગતે કરીને ઉજાળે;
છે પ્રાણનાથ પરમેશ સદાય જેને,
સેવ્યા કરે પરમપ્રીતિથિ નિત્ય તેને;
આજ્ઞા વહે પ્રણયથી નિજ ધર્મ જાણી,
તેણે કર્યું સફલ જીવિત તેજ રાણી;
રાખી સદા સરલ શાન્ત અતિ સ્વભાવ,
મેલી બધો દુખદ દુષ્ટ પ્રપંચ સાવ;
સંતોપ પ્રાણપતિને પ્રતિવાકય આપે,
તે જન્મની પરમ દુખદ દોર કાપે;
ચાહે સદા સરસ સદ્ગુણ રત્ન લેવા,
લાગે સદા અવર દુર્ગુણ દુષ્ટ જેવા;
જે પ્રાણનાથચરણે મન એક રાખે,
તે ઉત્તમોત્તમ સદા સુખ સર્વ ચાખે;
ચાલી સદાચરણને શુભપંથ સારે,
કલ્યાણ નિત્ય નિજ નાથતણું વિચારે,
લજ્જાતણું પરમ જે સમજે સ્વરૂપ,
તેનેજ ધન્ય ધરણી પર તે અનુપ

---

બોધ.

શાર્દૂલવિક્રીડિત.

સાચો જે શણગાર છે શિયળનો તેને ચહો સહુ તમે,
નિત્યે ક્લેશવિના કહો સરલ વાક્યો જે પતિને ગમે,
પોતાના પતિમાં મતિ નિશદિને રાખો ખરા પ્રેમથી,
એથી ઉત્તમ અન્ય ધર્મ અબલા માનો નક્કી કો નથી

વસંતતિલકા.

રે'વું સદા સુખવિષે મનથી વિચારી,
વિદ્યા વિવેક વિનયાદિકને વધારી,
લીધે જવો જગતની પગથી સુમોપ,

આવે ન જેમ પરમાર્થવિષે વિરોધ
આભૂષણો સુખદ સદ્ગુણરૂપ સારાં,
એના વિના અવર ભૂષણ તે નઠારાં,
ધારો કરી પરમ પ્રફુલ નીતિરૂપ,
જાણી સદા મનવિષે નિજનું સ્વરૂપ,
શીલસ્વભાવ સુખરૂપ વિચાર સર્વ,
રાખ્યા છતાં ન કરિએ તિલમાત્ર ગર્વ,
'હું કોણ આ સફલ જન્મ કરાય કેમ ?'
સત્કર્મ સાથ કરવો સુવિચાર એમ,
ઉંચા સદાચરણથી પ્રભુ વશ્ય થાય,
સદ્ધર્મ કર્મ સઘળાં સુખનો ઉપાય;
બીજા બધા વિષયમાં કરીને અભાવ,
વાણિ-ક્રિયા-મનવડે થઇ શુદ્ધ સાવ;
સેવા કરો પ્રણયથી રહિ શાન્ત દાન્ત,
સાચા સદૈવ પરમેશ્વર એક કાન્ત,
પાળી સદાચરણનો સખિ પંથ સારો,
પોતે તરી અવરને પણ તેમ તારો,

## ભણતી બાળાઓને શિખામણની ગરબીઓ

### ગરબી ૧ લી

( એક હતી મુસાફર પેલી રે સુણજો સાહેલી ) એ રાગ

ઉઠો ચોંપે ચતુર બ્હેન વ્હેલા રે, ભણતર ભણવાને૦
સહુ સાધનો મળ્યાં છે સ્હેલાં રે, ભણતર ભણવાને૦
થજો તત્પર માટે બ્હેની રે, ભણતર ભણવાને૦
વાટ જોઇને રે'વું કેની રે ? ભણતર ભણવાને૦
શીખ માત ને તાતની મગાવો રે, ભણતર ભણવાને૦
નહિ દિવસ રુડો કોઇ આવો રે, ભણતર ભણવાને૦
બ્હેન ચાલો નિશાળે જઇએ રે, ભણતર ભણવાને૦
સાથે વેણ પાટિઓ લઇએ રે, ભણતર ભણવાને૦
રૂડી કલમ સિસાપેન પાળી રે, ભણતર ભણવાને૦

રાખવાં તે પાસે સંભાળી રે, ભણુતર ભણુવાને.
વળિ પાટીને પેન પણ લેવાં રે, ભણુતર ભણુવાને.
ધોઇ સાફ રૂપાળાં કરવાં રે, ભણુતર ભણુવાને.
કરો ખાંતે ખલેચી ખાસી રે, ભણુતર ભણુવાને.
ભરો ચોપડીઓ તેમાં તપાસી રે, ભણુતર ભણુવાને.
દેશીહીસાબના ત્રણ ભાગ રે, ભણુતર ભરવાને.
લહો સાથે તપાસી લાગ રે. ભણુતર ભણુવાને.
વળિ વ્યાકરણની બુક સારી રે, ભણુતર ભણુવાને.
લહો ભાવે કરી સંભળી રે. ભણુતર ભણુવાને.
તેમ અંકગણિત લ્યો સાથે રે, ભણુતર ભણુવાને
ભૂગોળને રાખજો સાથે રે, ભણુતર ભણુવાને
બીજી ત્રીજી ચોપડીઓ બાંધો રે, ભણુતર ભણુવાને.
નહિ રાખો સખિ કાંઇ વાંધો રે, ભણુતર ભણુવાને
ખભે દફતર મોટું બાંધી રે, ભણુતર ભણુવાને.
જશું પાધરી સરડક સાંધી રે, ભણુતર ભણુવાને.
સાત વાગ્યા થજો તૈયાર રે, ભણુતર ભણુવાને
બ્હેન નીકળજો ઘરબાર રે, ભણુતર ભણુવાને
વિનવે છે કેશવ કર જોડી રે, ભણુતર ભણુવાને.
બ્હેન જઇએ નિશાળે દોડી રે, ભણુતર ભણુવાને.

## ગરબી ૨ જી

(અચકો મચકો કારેલી.) એ રાગ.

એક શિક્ષા સુણજો સારી બ્હેન, ભણુતર ભણુવાને જાતાં
હિતકારક એજ તમારી બ્હેન, ભણુતર ભણુવાને જાતાં.
ખોટી દાલાં નવ થઇએ બ્હેન, ભણુતર ભણુવાને જાતાં.
વચમાં ઉભાં નહિ રહિએ બ્હેન, ભણુતર ભણુવાને જાતાં.
દફતર પાટી સંભાળો બ્હેન. ભણુતર ભણુવાને જાતાં.
મન પાછું ન કદી વાળો બ્હેન, ભણુતર ભણુવાને જાતાં.
સંગત સારાંની કરવી બ્હેન, ભણુતર ભણુવાને જાતાં.
નરસી સંગત પરહરવી બ્હેન, ભણુતર ભણુવાને જાતાં.

શાણી સખિ સાથે લેવી બ્હેન, ભણતર ભણવાને જાતાં.
શીખામણ સાચી દેવી બ્હેન, ભણતર ભણવાને જાતાં.
નીચી નજરેથી જોવું બ્હેન, ભણતર ભણવાને જાતા
કંઈ મારગમા નવ ખોવું બ્હેન, ભણતર ભણવાને જાતાં
એક મિત્ર સાથ ન લઇવું બ્હેન, ભણતર ભણવાને જાતાં.
હાલાજીવા ના રડવું બ્હેન, ભણતર ભણવાને જાતાં.
પોતાને પંથે પડવું બ્હેન, ભણતર ભણવાને જાતાં.
ના બીજા સાથ મબડવું બ્હેન ભણતર ભણવાને જાતાં.
રે'જો સાવધ તન-મનથી બ્હેન, ભણતર ભણવાને જાતાં.
સપી ચાલી સહુ જનથી બ્હેન ભણતર ભણવાને જાતાં.
ટાઢે તડકે નહિ ડરિએ બ્હેન, ભણતર ભણવાને જાતા.
કજીઓ જુઠો નહિ કરિએ બ્હેન, ભણતર ભણવાને જાતાં.
છોકરમતિ છાડિ દઇએ બ્હેન, ભણતર ભણવાને જાતા.
સહુ સાથે ડાહ્યા રહિએ બ્હેન, ભણતર ભણવાને જાતા.
ઉલ્કંઠા અદકી રાખો બ્હેન, ભણતર ભણવાને જાતા
વિદ્યા સુખદાયક દાખો બ્હેન, ભણતર ભણવાને જાતા.
સારો મારગ સહુ લઇએ બ્હેન, ભણતર ભણવાને જાતા
નરતાને મેલી દઇએ બ્હેન, ભણતર ભણવાને જાતાં.
તન-મનથી રાજી રહિએ બ્હેન, ભણતર ભણવાને જાતાં.
કેશવ કર જોડી કે' છે બ્હેન ભણતર ભણવાને જાતા.
ડાહ્યા તે મનમા લેછે બ્હેન ભણતર ભણવાને જાતા.

---

**दोहरा**

ભલે ભણે સ્ત્રીજન સહુ, બહુ પામે તે બોધ,
સઘળા સદગુણ મેળવી, કરે વળી શુભ શોધ
ક્રોધ કામ મદ મોહ ને, લોભ તજે તત્કાલ,
મત્સરને જાણે મને, દુખદ કાલ કરાલ.
સંપ કરે સહુ સાથમા, દહે દુર્ગુણો સર્વ,
તેમ તજે તન-મનથકી, અવગુણસાગર ગર્વ.
શાંત સદા મનમાં રહે, કહે કુવેણ ન કોય,

હિંમતને હારે નહીં, પડે દુખ શિર તોય.
કરે કામ ઘરનુ બધું, ન વદે અન્કુ વેણ,
સદાચરણુમા ચાલતાં, રાખે ન કશુ કેણ
પ્રાણુનાથના પ્રેમને, વધવા કોડ ઉપાય
કરતા વિઘ્ન નડે કદી, સુખે સહે તે કાય
આછકડા પ્હેરે નહી, પટકુળ પણ નિજ અગ
સત્યતણું વ્રતનો જગ, કદિ કરે નહિ ભગ
મન રાખે પતિપદ્મવિષે, દમ રાખે દિન રાત,
પતિવ્રતાવ્રતના વિના, અન્ય ન સમજે વાત
કેળવણીનો અર્થ એ, એજ અર્થનો સાર.
એ ભણુતર ભણુવા થકી સુધરે આ મસાર

## સદ્ગુણવિનાની કેળવણી મિથ્યા છે

### ( ૧ )

હોરી

શીખ્યુ સર્વ વૃથા વહિ જાય
સાથે સદ્ગુણુ જો ન સધાય — શીખ્યુ૦

વચન લેખન અક્ષર સારા, ભારે ભૂગોળ ભણાય,
ચિત્ર વિચિત્ર ભરાય ભભકથી, હેતે હિસાબ ગણાય,
ગણ્યા ગીત સારા ગવાય,— — શીખ્યુ૦
વાંચ્યા વળી ઇતિહાસ હજારો નામ છપ્યોક છપાય,
સુદર રૂપ અને વય સારૂ, તેમજ સરસ સહાય,
એથી ફ્લ શુ શુભ થાય ?— — શીખ્યુ૦
કેશવ ભણુતરનું ફ્ળ સદ્ગુણુ, તે નહિ જો સમજાય,
તો સઘળુ ધૂળ ઉપર લીપણુ—જેનુ જરૂર જણાય,
હીરો હાથમાથી હરાય,— — શીખ્યુ૦

### ( ૨ )

( ધિર કરીને કોઇ આ કામ રે નહિ રૈવાનું—એ રાગ પ્રમાણે )
શું કરશે સારૂ બ્હેન, કોરી કેળવણી,
સદ્ગુણુની નહિ જો હોય, સાથે મેળવણી

વાંચન વિવિધ જ્ઞાનનું શીખ્યાં, લખતાં શીખ્યાં બેશ રે;
પ્રતિજ્ઞાનોમાં ચૂક ન એકે, ચિત્ર વિચિત્ર રિસે!— કોરી૦
ગીતો સુંદર ગાતાં શીખ્યાં, ભૂગોળ ભણવાં ભાવે રે,
ભારી વાક્ય જોડણી કરતાં, ચૂક ન એકે આવે— કોરી૦
મોતીના દાણા સરખા પણ, શીખ્યાં અક્ષર સારા રે,
ભૂત ભરમની વાતો ભૂલ્યાં, જાણ્યા જુગતે ધારા— કોરી૦
કદી ગધતાં જમતા શીખ્યાં, શીખ્યાં કદી પીરસવા રે,
સરખે સરખી સખિઓ સાથે, શીખ્યાં સુંદર હસવા— કોરી૦
પાખા પટકુળ પ્હેરી અંગે, ઘણાં ઘરેણાં ઘાલી રે,
દેશ દેશની વાતો કરતાં, શીખ્યાં પાડી તાળી— કોરી૦
દેશ-કાળને સમજી સઘળી, લાજ લગામ વિસારી રે;
શીખ્યાં કરવા સિદ્ધ વાત પણ, મનગમતી તે સારી— કોરી૦
ભરી સભામાં સન્મુખ ઉભી, શીખ્યાં ભાષણ કરતાં રે,
તેરતેવડા સાથે લઇને, સુખમાં શીખ્યાં ફરતા— કોરી૦
ગંજીફા ચોપાટ કાંકરી, એવી રમત અનેક રે,
રાત દિવસ રમવાને રાગે, અજાણ્યું હોય ન એક— કોરી૦
નાચ તમાસા ખાસા એવો, જોતા ભાઇ ભવાઇ રે,
ચતુર થયા પણ સગાસાહિની, વિસરી ગયા સગાઇ— કોરી૦
ખાટ પલંગ ખુરશિએ બેશ, મોજ મઝા બહુ માણી રે.
દીનજનોને દુ:ખીયાં દેખી દયા ન મનમાં આણી.— કોરી૦
સારૂં સારૂં ખાતા લેતા, શીખ્યા સહુથી સારૂં રે.
સુજ્ઞપણું જનાતું જાશે વાગે આજ નગારૂં.— કોરી૦
વિવેકિઓ ને વૃદ્ધજનોને, વિવેકિઓ પણ માને રે.
તપાવવા તેને પણ શીખ્યા, ઉદ્ધતાઇ અપમાને-- કોરી૦
લાગી લાજ કાઢતાં શીખ્યા, અથવા મેલી દેતા રે,
કડવા વેણુ હાસ્યથી હરખી, શીખ્યા સહુને કે'તા— કોરી૦
હક સ્વામીના સરખો લેતા, દેતા સહુને ડારો રે,
સ્વતંત્રતાનો સ્વાદ ચાખતા, શીખ્યા કેવો સારો-- કોરી૦
ગજો વિનય વિદ્યાથી એવા, વચન વિવેકી કે' છે રે;
એ વચનોને ભણે ગણે છે, તેમ છતા લજવે છે,-- કોરી૦

વિદ્યા પણ અક્ષરની કાંઇ ન કામની,
સાચી વિદ્યા સમજણમાંહિ સમાય જો;
દુ:ખ ન ઉપજે તેને ડાંપણ લેખિયે,
પૂરા પ્રૌઢપણામાં લાભ સમજાય જો. સાચી૦
આ માનવ તન ભવસાગરનું વ્હાણુ છે,
દૈવકૃપા છે પવન વળિ અનુકૂલ જો;
તરવાનું ભૂલે તો તેના ભોગ છે,
ભારે બીજી કોઈ ન એવી ભૂલ જો સાચી૦
ધન યૌવન જાવાના તે રે'તાં નથી,
ક્ષણભંગુર આ તન પણ સાવ અસાર જો,
માટે સાર લહો શોધી સંસારમાં,
પોતાને હાથે નહિ ખોવી હોર જો; સાચી૦
વ્યવહારે કરવાનાં કામ કર્યાં જઇ,
ઉંઘ અને આળસની મેલી વાત જો,
નીતિનિયમથી નિષ્ઠા રાખી અંતરે,
કેશવ હરિનું ભજન કરો દિનરાત જો; સાચી૦
સાચું સુખ લેવાનું યત્ન કરો સદા,
ખોટા સુખમા સાર નથી તલભાર જો,
માનવ જન્મ નથી પાછો મળવો કદી,
એમ કરે છે વેદ પુરાણુ પુકાર જો. સાચી૦
વિષયોમાં સુખ લાગે તે ખોટાં બધાં,
સાચું છે નિજ અનુભવનું સુખ એક જો;
પોતાના સુખનો સર્વે આભાસ છે,
સમજો સાચો વિનય વિચાર વિવેક જો, સાચી૦
પશુ-પક્ષીના જન્મવિષે જંજાળમાં,
ખમવા પડશે દેહે દુ:ખ અપાર જો;
તેવે વખતે સાધન ક્યાંથી મળશે ?
ભૂલોમાં જારે પ્રભુનો ઉપકાર જો; સાચી૦
સુંદર વસ્ત્ર અને ભૂષણ શું કામનાં !
જો નાહ સદ્ગુણનો સાચો શણગાર જો,

રંગ અને રૂપે પણ શાને રાચિયે,
એ ભારે ભયકારક ભૂંડો ભાર જો. સાચી૦

## શિખામણના સાત વાર.
### ગરબી ૧ લી.

( તમે રે નંદજી ગોકુલ સંચરો—એ દેશી )

અબલા અરજ ઉરે ધરજો તમે રે;—
રે'જો કંથતણાં થઇ દાસ જો.
પિયરપનોતાં નહિ થાવું કદી રે,
જો હોય અગણિત સુખની આશ જો:— અ૦
સોમે શાંત હૃદય રાખી રહી રે,
તજવા તન-મનના સહુ તાપ જો;
દેહે દુર્ગુણ મેલ બધો હરી રે,
લેજો સુખસંપત સહુ આપ જો:— અ૦
ભોમે ભાવ ધરી પતિપદ ભજો રે,
એથી ટળશે સહુનાં દુઃખ જો;
લેશો લાભ અનેક સદાયના રે,
ભવની ભાગી જાશે ભૂખ જો;— અ૦
બુધે બાલપણ તજીએ બધું રે,
થઇએ પીઢ પરમ ગુણવાન જો,
કારણ ટેવ પડી ટળતી નથી રે,
બારે બુદ્ધિ સોળમે સાન જો:— અ૦
ગુરૂએ ગુરૂજનની સેવા કરો રે,
હરવા ભવસાગરની ભીડ જો,
અનુભવ હૃદયવિષે કરિએ બધો રે,
નિરખી નયનવડે પરપીડ જો:— અ૦
કવિએ કાર્ય કરો ઉત્તમ તમે રે;
જેથી યશ જનમાંહિ ગવાય જો;
કરિએ પ્રાણપતિને જે ગમે રે;
એ પતિમાં સુખ સર્વ સમાય જો:— અ૦

### ગરબી ૪ થી.

(રઘુપતિ રામ હૃદેમાં રે'જો રે,) એ રાગ

સખિ ! વાત માનને તુ મારી રે,
અંતે અત્યંત આનંદકારી — સખિ૦
ગોમે સંપ કરી સહુ રહિએ રે
કોઇ કઠણ વચન નહિ કહિએ રે
કોઇ દેહને દુઃખ ન દઇએ,— સખિ૦
ભોમે ભૂલ કશી નહિ કરીએ રે,
આપેલ અવસર હેતથી હરિએ રે
નીતિ નાવથી આ ભવ તરિએ સખિ૦
બુધે ધિરજ ધરિએ હૈયે રે,
આવે સંકટ તોપણ સહિએ રે,
લાભ સરલપણાવડે લઇએ,— સખિ૦
રહી શાન્ત સદા ગુરુવારે રે,
થનું સદ્‌ગુણી સર્વ પ્રકારે રે
વય ગાળવું વિનય વિચારે — સખિ૦
શુક્રે સાર ગ્રહણ કર સારો રે,
વારવાર મળે નહિ વારો રે
સત્ય સાચવ એજ સુધારો,— સખિ૦
મંદે દાન દયાદિક કરિએ રે,
માન મોહપને પરહરિએ રે;
ધ્યાન ધર્મની ઉપર ધરિએ — સખિ૦
સૂર ઉગ્યો સમજ રાત વીતી રે
પૂણ્ય ઉપર તું કર પ્રીતિ રે,
પ્રભુ ભજ ભવની જાય ભીતિ — સખિ૦
ભાવ કેશવ હરિમાં વધારી રે
સાત વારનો સાર વિચારી રે
થાય પરમ સુખી નરનારી — સખિ૦

### ગરબી ૫ મી

સોમે સજનીરે, સાચા સુખને સાર
શમ દમ સાથે રે ચોગે ચિત્ત તમારે

ભણતાં ગણતા રે, ધર્મ હૃદયમા ધારી,
સદાચરણની રે, ચાલો ચાલ વિચારી;
મંગલવારે રે, મંગલ પદને માટે;
નીતિનિયમને રે, સાચવજો શિર સાટે,
સરલપણાથી રે, કુલની કીર્તિ વધારી,
સખિ સુખદુખે રે, રોજ રહો મન મારી,
બુધે બાનારે, બાલપણું પરહરજો,
વિનય વિવેકે રે, સંગતિ સારી કરજો
વનિતા વેગે રે, મન-વાણી વશ રાખો,
શાન્તપણાથી રે, કાણુ વચનને સાખો,
ગુરૂએ ગુણને રે, બદને દોષ ન લેજો,
દીનજનોને રે, દાન દયાથી દેજો,
પૂજ્યજનોની રે, શિક્ષા શિરપગ ધરજો
તન-મન-વચને રે, શુભ પથે સંચરજો,
શુક્રે કરજો રે, ઘરસરક્ષણ માટે,
ન મદી જાશો રે, ધન યૌવનને માટે,
મર્યાદા છે રે, માનિનિ શોભા મોટી,
મેરી દેવી રે, બીજી ખટપટ ખોટી,
શનિએ સાચુ રે, પરમ પતિવ્રત પાળો
સંકટમાં પણ રે, શીલ સદા સંભાળો,
ચિંતામણિ છે રે, ચતુરા એ આ લોકે,
બાલપણાથી રે બાંધો નિશદિન ડોકે,
રવિએ રામારે, સદ્ગુણ શોધી લેરા,
હોય હઠીલા રે, તજવા તે તે હેરા,
કેશવ હરિને રે, ભાવ ધરીને ભજવા
દો હૃદયના રે, તત્વવિચારે તજવા

---

**શિખામણનીગરબીઓ.**

**ગરબી ૧ લી,**

( નતરે રાહડે રે એકાદશી, જળ જમુનાનાં જઇએ-એ રાગ )

સુખની કહું એક વાત હું, સુણજો સહુ કાને,
કહિએ કહુ કેટલીક તે, ધરજો વળી ધ્યાને,

સંપ સગામાં રાખી સર્વથી, મન માયાળુ કરવું રે;
લોભ મોહ મદ મત્સર મેલી, સરલપણું સંઘરવું.— શી૦
નહિ નીતિને અળગી કરવી, પ્રીત કરી શુભ પંથે રે;
હોશ કરી હૈયામાં ઝાઝી, કરો બનાવ્યું કંથે.— શી૦
પતિ તમારા પ્રાણ ખરેખર, એજ સદા સુખકારી રે;
એજ તમારૂં તન મન ધન છે, વિનયે જુવો વિચારી—શી૦
કલેશ ન લેશ કદી પણ કરીએ, હરિએ નિજને હામે રે.
નિજ વલ્લભની સેવા કરતાં, જેમ સદા સુખ જામે.— શી૦
ભણ્યાતણું ફલ નાયતણી જે. પ્રીત વધે શુભ રીતે રે,
ભણ્યા ભલે પણ ગણ્યાં નહીં તો, સંકટ શિરપર વીતે. —શી૦
પ્રાણનાથની સેવા કરવી, એજ ધર્મ છે પ્હેલો રે;
આડો કે અણઘડ નહિ અવળો, સુખદ પંથ છે રહેલો—શી૦
પ્રાણનાથને પ્રસન્ન કરવા, કરવા કોટ ઉપાય રે,
એજ સદાચરણેથી રીઝે, સહજ જગતનો રાય— શી૦
કદિ કારણથી કોપ કરે જો, કંથ તમારે માથે રે,
તો રાજી કરવાને તેનો, ઉપાય છે નિજ હાથે— શી૦
ક્ષણભંગુર આ દેહથકી પણ, કરિએ જે શુભ કામ રે;
અખિલવિશ્વે તે અમર કરે છે, સદૈવ નિજનું નામ.— શી૦
નહિ સૂવું પ્રિયપતિની પ્હેલા, તન મન ન રહો મેલાં રે;
તજી આળસ પ્રિય પ્રાણનાથથી, પ્રથમ ઉઠવું વ્હેલા.— શી૦
કામકાજ ઘરનું સહુ કરવું, કરવું દુરગુણ દેખી રે;
સદ્‌ગુણ ગ્રહણ કરો સહુ વ્હેનો, સુખદાયક બહુ લેખી.—શી૦
પ્રીતિ પ્રાણેશ્વરની વધવા, સૂઝે મારગ સાચો રે,
વિશ્વેશ્વર ઈશ્વરની પાસે, કર જોડીને જાચો.— શી૦
આપણના હાથમાં સમજવાં સુખ દુખ જે જે વીતે રે,
તેમજ વાવ્યું તેવું લણવું, સંસાર તણી રીતે— શી૦
દીનજનોને દુખ ન દઈએ, મેણાં મારી મુખથી રે,
બળતાને ઓલવીએ વ્હેની, સુખદ વચનના સુખથી— શી૦
સુખ લેવાની સહુને ઇચ્છા, હોય કદી મનમાંહિં રે,
તો વરતો શુભ પંથે પ્રેમે, સ્વર્ગ નરક છે આંહીં— શી૦

ઉદાસિ ધમ વિષે નહિ ધરવી, કરવી ન કદી હાંસી રે;
પ્રાણનાથની પાસે રે'વું, સદૈવનાં થઈ દાસી.— શી૦
નમિએ ગુરૂજનને શુભ ભાવે નિશદિન રાજી રહિએ રે;
હરખે હાથ કંથને જોડી, શરણ–ચરણમાં જઇએ.— શી૦
ઇશ્વિરના આપેલા ઇશ્વર, ખેદ ન પામે જરિએ રે;
પૂરો પ્રેમ ધરી પોતામાં, સદૈવ સેવા કરિએ — શી૦
નાથવિના છે આ ભવસાગર, શૂન્ય ખરેખર રાખ રે;
આંખ ઉઘાડી જોતાં સહુનાં, હૃદય પૂરશે શાખ.— શી૦
કોપ કરે જો કંથ લગારે, તો કોપ્યો કિરતાર રે;
હીન ભાગ્ય તે નાર બિચારી, પાપ કરેલ અપાર — શી૦
માટે પ્રાણનાથને રાજી, કરવા દુઃખડાં હરવા રે;
કેશવ ભવસાગર આ ભારે, પરમ સુખેથી તરવા.— શી૦

## ગરબી ૩ જી.

(અચકો મચકો કારેલી)—એ રાગ

એક સખી શિખામણ દેછે બ્હેન, સાભળજો સહિયર મારી.
હિતકારક તમને તે છે બ્હેન, સાંભળજો સહિયર મારી.
જાઓ સાસરિએ જ્યારે બ્હેન, સાભળજો સહિયર મારી.
થાજો બહુ ડાહ્યાં ત્યારે બ્હેન સાંભળજો સહિયર મારી.
સંજની અતિ પતિની પ્રીતે બ્હેન, સાંભળજો સહિયર મારી
સેવા કરજો શુભ રીતે બ્હેન, સાંભળજો સહિયર મારી.
તેને મનગમતાં રહિએ બ્હેન, સાંભળજો સહિયર મારી.
કટુ વાક્ય વૃથા નહિ કહિએ બ્હેન, સાંભળજો સહિયર મારી.
અતિ સરલ બોલથી બોલો બ્હેન, સાંભળજો સહિયર મારી.
એ સઘળું હૃદયે તોલો બ્હેન, સાંભળજો સહિયર મારી.
કદિ વાદ વૃથા નહિ કરિએ બ્હેન, સાંભળજો સહિયર મારી.
શિખામણ હૃદયે ધરિએ બ્હેન સાભળજો સહિયર મારી.
સાસુજી કે' તે કરિએ બ્હેન, સાંભળજો સહિયર મારી
કદિ કલેશ ન કરશો જરિએ બ્હેન સાભળજો સહિયર મારી.
સઘળનોં નમતાં રે'જો બ્હેન, સાંભળજો સહિયર મારી.

બહુ લાવ સપનો લેજો બ્હેન, સાંભળજો સહિયર મારી
દુર્ગુણ સઘળાને હરજો બ્હેન સાભળજો સહિયર મારી
શુભ કર્મ કરે આદરજો બ્હેન સાભળજો સહિયર મારી
મન કામાદિકમા લોભે બ્હેન, સાભળજો સહિયર મારી
એ આપણને નહિ શોભે બ્હેન, સાંભળજો સહિયર મારી
ગુરૂજનની કરજો સેવા બ્હેન સાભળજો સહિયર મારી
શુભ મારગ શોધી લેવા બ્હેન, સાભળજો સહિયર મારી
મદ-મત્સર લેશ ન રાખો બ્હેન, સાભળજો સહિયર મારી
જુઠ્ઠુ નહિ મુખથી ભાખો બ્હેન, સાભળજો સહિયર મારી
મેણું નહિ મારો મુખથી બ્હેન, સાભળજો સહિયર મારી
છે અનુભવ એના દુખથી બ્હેન, સાભળજો સહિયર મારી
સુવુ નહિ પતિની પહેલા બ્હેન, સાભળજો સહિયર મારી.
નહિ રાખો તન-મન મેલા બ્હેન સાભળજો સહિયર મારી
પરમેશ્વર પતિને માનો બ્હેન સાભળજો સહિયર મારી
તેનાથી સુખ સહુ પામો બ્હેન સાંભળજો સહિયર મારી
એ ધર્મ આપણો પ્હેલો બ્હેન સાભળજો સહિયર મારી
અતિ સરલ સુઘડ ને રહેનો બ્હેન, સાભળજો સહિયર મારી
કાને આ અરજી સુણજો બ્હેન સાભળજો સહિયર મારી
કેશવને ભાવે ભણજો બ્હેન, સાભળજો સહિયર મારી

## ગરબી ૪ થી

( રાગ અલબેલાના ગરબાનો )

શીખામણુ દઉ આજની ગુણ લેનારા,
તે ગણો તમારા કાજની, બ્હેનો મારા
સપ સજો સહુ સાથમા ગુણ લેનારા,
શુ કઇએ આવે હાથમા ? બ્હેનો મારા
શાત સ્વભાવે સદા રહો ગુણ લેનારા,
કોને નહિ કડવુ કહો બ્હેનો મારા.
મન નિર્મલ જો રાખશો ગુણ લેનારા,
તો પુણ્યતણા ફલ ચાખશો બ્હેનો મારા

લપટાશો નહિ લોભમા, ગુણ લેનારા,
કદિ ક્રૂર ન થાશો ક્રોધમા, બ્હેનો મારા;
અતિ અભિમાન ન મારિએ, ગુણ લેનારા,
કંઈ દુખિયાને ઉદ્ધારિએ, બ્હેનો મારા,
શીલ સજો મનથી અતિ ગુણ લેનારા
પતિના પદમા રાખી મતિ, બ્હેનો મારા,
સદ્‌ગુણ સમ એકે નહી, ગુણ લેનારા;
આભુષણ શુભ લે'કે અહી, બ્હેનો મારા,
દુર્ગુણને દેખી ડરો, ગુણ લેનારા,
ભવસાગર શુભ કર્મે તરો, બ્હેનો મારા
પતિપદ સેવો પ્રેમથી, ગુણ લેનારા,
સુખ મેળવશો એ નેમથી, બ્હેનો મારા,
તન-મન-ધન-કાર્યેથકી, ગુણ લેનારા,
માનો ઇશ્વર છે એ નકી, બ્હેનો મારા,
મન વચને ને વાણિએ, ગુણ લેનાગ,
પતિને નિજ દૈવત જાણિએ, બ્હેનો મારા,
એજ તમારા ઇશ છે, ગુણ લેનારા,
વળિ ખરા એજ જગદીશ છે, બ્હેનો મારા,
શુ જપ તપ ને ધ્યાનથી, ગુણ લેનારા
શમ દમ ને બીજા દાનથી બ્હેનો મારા,
યમ ને નિયમ વળી કથા, ગુણ લેનારા,
પતિની પૂજાવિણ તે વૃથા, બ્હેનો મારા,
માટે કહુ હુ એટલુ, ગુણ લેનારા
સુણજો કાને સહુ તેટલુ, બ્હેનો મારા,
ઇશ્વર એ પતિને સુખે, ગુણ લેનારા,
રાખો સહુ એમ કહો મુખે, બ્હેનો મારા,
જવુ સાસરે જ્યારથી ગુણ લેનારા,
નહિ દૂર જવુ ઘરબારથી, બ્હેનો મારા,
દેહે મન વચને તમે, ગુણ લેનારા,
કરજો પ્રિયપતિને જે ગમે, બ્હેનો મારા,

પતિ તમારા પ્રાણ છે, ગુણ લેનારા,
એની પૂજામા લ્હાણ છે, બ્હેનો મારા
કડવા બોલ ન બોલિએ, ગુણ લેનારા,
મુખ સરલ વચનથી ખોલિએ, બ્હેનો મારા
સદાચાર સુખ ભોગવી ગુણ લેનારા,
કાયા કરજો યશની નવી, બ્હેનો મારા

## ગરબી ૫ મી

(ઓધવજીના મહિનાનો રાગ)

સહિયર સાચી શિક્ષા મનમા રાખજો,
ભારે ભવસાગર તરવાને કાજ જો,
લેવા લાભ અનેક ખરા સસારમા,
કહુ છુ હિત કરવાને એક અવાજ જો,— સહિ૰
બાલપણામા ભણવુ ગણવુ ભાવથી,
માતપિતાને ઉપજાવી સતોષ જો
ઘરનુ કામ કરે કરવા શીખો સહુ,
બાળપણાના મેલી સઘળા દોષ જો; સહિ૰
આજ્ઞા માતપિતાની નહિ ઉલ્લ ઘવી,
ભરવુ દળવુ ને ચીતરવુ કેમ જો
પાણી ભરવુ, સોવુ, ધોવુ, ખાડવુ,
રૂડુ રાધીને પીરસવુ તેમ જો,— સહિ૰
નિત્ય નિયમથી થોડુ પ્રિયકર બોલવુ,
ઉઘ અલ્પ ને બીજો અલ્પાહાર જો,
ભરમવિના નિજ ધર્મ અને શુભ કર્મને
શીખી લેવા તરત રહો તૈયાર જો,— સહિ૰
કોમલ વૃક્ષ હોય વાળ્યુ ત્યારે વળે,
એજ ઉદાહરણેથી સમજો સાર જો,
કઠણ થયેથી કઠણ પડે છે વાળવુ,
પાકે કુભે કાળ ચડતા વાર જો— સહિ૰

સ્વભાવને વશ આ આખો સંસાર છે,
પડે પ્રથમથી જેવી જેની ટેવ જો;
તેવી ટળતાં યત્ન ઘણા કરવા પડે,
સરલ થાય જો સવળો સહુનો દેવ જો:— સહિ૦
એજ વિનંતી મારી છે સહુ બ્હેનને,
બાલપણામાં શીખો તે શિખાય જો;
જે દુર્ગુણ તજવા તે સહજ તજાય છે,
માતપિતાની જોડએ એક સહાય જો:— સહિ૦
પરણી પિયર ન રે'વા મન કરવું કદિ,
સદા કરો નિજ સાસરિયામાં વાસ જો,
નિજ ગુરુજનની ઉત્તમ આજ્ઞામાં રહો,
દુઃખ પડે તો ન થતાં લેશ ઉદાસ જો;— સહિ૦
પિયર રહીને જે સારૂં શીખ્યાં હશો,
તરત સાસરે તેનો છે ઉપયોગ જો;
બાકી શીખ્યાનું અનુભવથી શીખજો,
સુખ મેળવવા એ છે ઉત્તમ યોગ જો.— સહિ૦
પ્રાણનાથને મનગમતું કરજો સહુ,
નારીનું છે દૈવત નિજનો નાથ જો;
તે શીખામણ દે તે શાણાં શીખજો,
આજ્ઞા શિરપર લેજો જોડી હાથ જો.— સહિ૦
નારીના સાચા ઇશ્વર તો નાથ છે,
વેદ પુરાણો પણ પૂરે છે શાખ જો,
એ ઇશ્વરની સેવા શુભ રીતે કરો,
એવિણ અવર અખિલ છે કોરી રાખ જો:— સહિ૦
શાંત સ્વભાવવિષે રે'વું સહુએ સદા,
સંતોષે સુખ થાય સમજવું એમ જો;
દુઃખ અને સુખમાં સમતાને રાખવી,
લેવો એવો ઉત્તમ અબળા નેમ જો,— સહિ૦
અલંકાર સૌભાગ્યવિના બીજો નથી,
તે સાચવવા કરજો યત્ન અનેક જો;

સદ્‌ગુણથી શોભા સમારવિષે વધુ,
તે સંપાદન કરવા રાખો ટેક જો— સહિ૦
શીખામણ અણસમજુને દેવી પડે,
પણ સાને સમજે જે સમજુ નાર જો;
કેશવ થોડામાં સઘળું સમજી જજો,
ડાહ્યાને શું કે'વું વારંવાર જો— સહિ૦

## ગરબી ૬ ઠી

( વૈદર્ભી વનમાં વલવલે;—એ દેશી પ્રમાણે. )

અબલા અરજ આજ એટલી, ગણી ગુણ કરનાર;
અંતરમાંહિ ઉતારજો, એથી સુખ છે અપાર.— અ૦
માતાપિતાએ પ્રેમથી, જેને સોંપ્યો છે હાથ;
એજ તમારો આધાર છે, એજ જગતનો નાથ;— અ૦
એજ તમારા રે ઈશ છે, વદે વેદ પુરાણ;
એ સુખના કરનાર છે, એજ આપના પ્રાણ,— અ૦
એજ તમારો રે હાર છે, શોભા સઘળીનો સાર;
સર્વસ્વ એ સંસારનું, એ સરસ શણગાર,— અ૦
મૃગજલસમ સંસારમાં, દુઃખ દેશો ન લેશ;
વિનય વિવેકથી નાથને રાજી કરજો વિશેષ.— અ૦
છો તમે તેમને તો ખરાં પ્રાણ પ્યારાં સદાય;
સમજી એવું નિજ અંતરે, કલેશ ન કરો જરાય;— અ૦
રીસ કરે પ્રાણનાથ તો, ધરી ધિરજ અપાર;
શાંત કરો વચનામૃતે, સાચો એ ઉપચાર,— અ૦
તેના વિચાર ભર્યાનણું, તમે એક છો હામ;
એજ જ્યારે થાય ખોખરૂં, ત્યારે શું સરે કામ ?— અ૦
તેને તમે સુખ આપતાં, લાભ લેશો અનેક;
એમ નકી મન રાખજો, શાણાં સઘળો વિવેક— અ૦
બધ કરવું અબલા થઇ એવું શોભશે કેમ ?
અપરાધિ ઇશ્વરના થશો, અરજું કરનારી એમ— અ૦

કેટલું દુઃખ છે નાથને, તે વિચારો ન કેમ !
સેવા કરો શુભ રીતથી, સુખ ઉપજે જેમ !— અ૦
એને જરા દુઃખ જો થશે, તેનું લાગશે પાપ;
સંસારમાં દુઃખ પામશો, તનમાં લાગશે તાપ; અ૦
એને અનુકૂલ ચાલવા, સુખ આપવા કાજ;
બંધાયાં છો પ્રથમથકી, જોતાં સઘળો સમાજ;— અ૦
અગ્નિ જમાન કરી તમે કીધા કોલકરાર;
અંતર આંખ ઉઘાડીને કરી જોજો વિચાર;— અ૦
પ્રાણપતિ કહે તે કરો, સુખ પામવા કાજ;
સામો ન બોલવો એમની ઉંચો એકે અવાજ;— અ૦
પ્રેમ વધારજો નાથનો, રાખી સરલ સ્વભાવ;
મેળવવી કંથની કૃપા, એ સંસારનો લાવ;— અ૦
કરવું ન એની રજાવિના, કોઈ કામ જો હોય;
તેથી તમે યશ પામશો, કદી સમજશો કોય;— અ૦
હૃદય વિચારી જોશો તમે, તો વિનાભરથાર;
શૂન્ય ખરેખર લાગશે, આ સંસાર અસાર,— અ૦
નાથવિના જ્યારે છે વૃથા, મનમાનતા અર્થ;
શાને વિવાદ કરો તમે, જતે નિશદિન વ્યર્થ ?— અ૦
સ્વામિનો બોલ ન સાંભળે, ન કરે લેશ વિચાર;
પ્રીતિ પરમ તેની પામવા, ન કરે યત્ન લગાર;— અ૦
શીખામણો નહિ સાંભળે, જાણે નહિ નિજ દોષ;
કંથની ઉપર જે કરે, કરડી નજરથી રોષ,— અ૦
સેવા ન સમજે નાથની, ન લહે સદ્‌ગુણ લેશ;
સમજે નહીં સમજાવતાં, વાતો કે'તા વિશેષ;— અ.
તેના મને દુઃખ ઉપજે, એવું જે કરનારી;
સંતોષ આપે ન જે જરા, દુરભાગણી નારી— અ.૦
ધિક્ક એની કુલ-જાતને, બેળ્યું બાપનુ નામ;
બુદ્ધિ બળી એની તો બધી, વિદ્યા આવે શુ કામ ?— અ૦
જન્મ ગયો એળે એહનો, હાથે થઇ તે હેરાન;
પુણ્ય ઉપર પાણી ફેરવ્યું; એથી અન્ય શી હાણ ?— અ૦

પરભવમાં દુ:ખ પામવા, પોતે ખોદવો પંથ;
ત્યારે પછી શા ઉપાયથી, આપે સુખ નિજ કંથ— અ૦
નારીના દુ:ખથી નાવલો, અતિ મનમાં ઉદાસ;
ચિંતાના તાપથકી તપી, નાખે ઉંડા નિશાસ,— અ૦
એવી વેળા અરે આવવા, અબળા દેશો ન કોય;
પુર્વનાં પુણ્યથી જે કશું, હેવે ડાંપણુ હોય;— અ૦
સંતાપ આપતાં સ્વામીને, શોક કરતાં વિશેષ;
એજ અચંબો ખરેખરો, ફાટે હૃદય ન લેશ,— અ૦
શાને મેળે મૂર્ખ થાઓ છો? ભુંડા ભૂલીને ભાન;
બંધાયા છો સુખ આપવા, રાખી દેવ જમાન— અ૦
માટે તમે એની ચિત્તમા, કરજો સઘળો વિચાર,
તેને ચહો ચતુરાં સહુ, જે સંસારનો સાર;— અ૦
તેને તમે વશ જો થશો, તો તે તમને આધીન.
જો તન-મનથકી પૂજશો, તો તે તમમાં છે લીન;— અ૦
તન-મન-ધનથી આપને, આપે સુખ જે અપાર,
એ પ્રાણનાથનો કોઈ દિન, ભૂલો નહિ ઉપકાર,— અ૦
કેશવ કરગરીને કહે, થઈ સહુ ગુણવાન,
નિત્ય સદાચારમા રહી, ધરો પતિપદે ધ્યાન;— અ૦

---

## ગરબી ૭ મી

(રઘુપતિ રામ હૃદયમા રે'જો રે)—એ રાગ

સદાચાર પાળવો બહુ સારો રે, એજ ધર્મ ખરો છે તમારો—સદાચાર૦
ધનવિદ્યાતણો મદ તજવો રે, સુખકારક મારગ સજવો રે,
પીડા પરને કરી નહી પજવો,— સદા૦
સત્ય બોલવું ચાલવુ ચોપેરે, જેમ જગતપિતા નહી કોપે રે,
એથી આપતું કુળ ઓપે,— સદા૦
મુનિ શાસ્ત્ર બતાવે જેવું રે, શુદ્ધ ચિત્ત કરી નિત્ય રે'વું રે,
અન્ય વાતમા હૃદય ન દેવું— સદા૦
આશા તૃષ્ણા તજી કોઈ દે છે રે, શાંત થઇને સદા સુખ લે છે રે.
શુદ્ધ આનંદનુ રૂપ તે છે, — સદા૦

પાળવો નિત્ય નિજનો ધર્મ રે, સાચો અંતરમાં લઈ મર્મ રે,
કરવા યશકારક કર્મ,— સદા०
ક્રોધ કામ સદા પરહરવા રે, લોભ મોહ ત્યજી વશ કરવા રે,
મદ મત્સર દેવા ન ઠરવા,— સદા०
અભિમાન ન લાવિએ લેશ રે, કદિ કરિએ નહીં કાંઈ ક્લેશ રે,
વદિએ નહીં વાક્ય વિશેષ,— સદા०
પરનિંદા સદા પરહરવી રે, દયા દીનજનોપર કરવી રે,
નહિ નીતિની વાત વીસરવી,— સદા०
નિત્ય તન-મન નિર્મલ કરજો રે, શિવચિંતામણી રૂ વરજો રે,
દુષ્ટ દુર્ગુણ દૈત્યથી ડરજો,— સદા०
ધર્મ-વાંણુ વિના સંસારે રે, અન્ય આવી નહીં કોઇ તારે રે,
એમ જાણવું નિશ્ચે તમારે,— સદા०
નિત્ય નિર્મલ ચિત્ત કરીને રે, નિજ ધર્મને ધ્યાને ઠરીને રે,
પામવું શુદ્ધ એક હરિને — સદા०
જ્યારે ઉત્તમ જન્મ મળ્યો છે રે, પુણ્યનો પુંજ તો ઉભર્યો છે રે,
દૈવી ઇચ્છાથી દિવસ વળ્યો છે,— સદા०
હાથ આવેલ હીરો ન હારો રે ચતુરા કાંઈ ચિત્તે વિચારો રે
શાણા સફલ કરો જન્મવારો,— સદા०
મેવા નારિએ નાથની કરવી રે, અન્ય વાત બધી પરહરવી રે
તેમ પ્રીત સંપાદન કરવી,— સદા०
દંપતીએ હળી મળી રેવું રે, બીજા આશ્રમનું સુખ લેવું રે
થાય નિંદા તેવું તજી દેવું — સદા०
ભાવે ઈશ્વરનું પદ ભજવું રે, કામ બંધનકારક તજવું રે,
સુખ ટરક સાધન સજવું — સદા०

## ગરબી ૮ મી

(રાગ વણઝારાને મળતો)

સં ની વાત કહું છું આજ, સુણો સહુ કાને રે
તે છે હિતકરનાર સદાય ધરો જો ધ્યાને રે

રાખી શાંત સ્વભાવ સદૈવ, સરલ થઇ રે'વું રે,
દુઃખકારક વેણ કઠોર, ન કોઇને કે'વું રે.

માન-અપમાનની નહીં વાત, કદિ ક્યાંહિ કરવી રે,
મને માની સદા સંતોષ, પીડા પરહરવી રે,
સદાચારનો મારગ રોજ, વહી સંચરવું રે;
દુરાચાર થકી કુલવાન, દીકરિએ ડરવું રે.

ખોટી રીસ કર્યાની ટેવ, સદા શોહિ બાળે રે,
ક્ષમાવાન ખરી જે હોય, તરત તે ટાળે રે.
દંભ દેખતાં કરવો દૂર, સાચે ચિત્ત ચોડી રે,
અદેખાઇથી જે ભરપૂર, તેનું મૂત કોડી રે.

સુજ્ઞલોક હસે નહીં જેમ, તેની રીત સારી રે;
શીખવાને રહો તૈયાર, હૃદયમાં વિચારી રે
નિંદે કોઇ નહીં જો જરાય, ખરી ચતુરાઇ રે,
જ્યારે ગુરૂજન આપે વડાઇ, ત્યારે સરસાઇ રે.

અભિમાનનો અંકુર લેશ, નહીં કાંઇ સારો રે,
મમતાનું ન જાય જો મૂળ, હાનિ તો હજારો રે,
નહિ બોલ્યામાં નવ ગુણ એમ, સમજવું સાચું રે,
વાણી વશ કરવાને સદાય, જોડી કર જાચું રે,

ઘરકામ કર્યામાં રોજ, દિવસ સર્વ ગાળો રે,
આવે આળસ અંગે ન તેમ, સદા સંભાળો રે.
શાને જન્મ ધર્યો જનમાંહિ, સફલ કેમ થાશે રે ?
કેમ આ ભવમાં નિજનામ, ગુણીજન ગાશે રે ?

સુખ થાય નિરંતર કેમ, દૂરે દુઃખ જાશે રે;
નામ બેય કુલોનું કેમ, સરસ સચવાશે રે !
શો છે ધર્મ નારીનો નેક, વિવેક વિચારો રે,
ત્યારે સફલ થયો અવતાર, લાધેલો તમારો રે.

## * ગરબી ૯ મી

( ઓધવજીના મહીનાનો રાગ )

પુત્રી પુણ્યતણો મારગ એ માનવો,
જેથી વિશ્વવિષે યશ શ્રેષ્ટ પમાય જો,
ઐહિક આમુષ્મિક કલ્યાણ વધે વળી,
સંસારવિષે સર્વોત્તમ સુખ થાય જો — પુત્રી૦
સ્વામીને સુખ સર્વ પ્રકારે આપવું,
ચાલી ચોપે સદાચરણને પથ જો,
કરવું દુર્ગુણથી નિશદિન આઘાં થઇ,
જેથી ક્રોધ કરે નહિ નિજનો કંથ જો,— પુત્રી૦
પત્નીએ પતિનાં વચનોને પાળવાં,
હોય હજાર ભલે ભારે શુભ કામ જો;
કરવી સેવા ઈશ્વરના સરખી સદા,
તન મન ને વાણીથી આઠે પામ જો,— પુત્રી૦
નારીના ઈશ્વર તો નિશ્ચે નાથ છે,
નિશદિન એ સઘળાં સુખના કરનાર જો,
એ નિગમાગમથી મનમાં જાણી લઇ,
રાજી કરવા યોજી સર્વ પ્રકાર જો.— પુત્રી૦
જપ તપ આદિક વ્રત કરવાની ના નથી,
ઇશ્વરપૂજન પણ કરવાની છુટ જો;
પણ તે સર્વે પતિના પ્રેમવડે ફળે,
માટે મેળવવો એ પ્રેમ અખૂટ જો,— પુત્રી૦
શોભા સૌભાગ્યવિના અન્ય ન ઇચ્છવી,
શીલતણું શુભ ભૂષણ ધરવું અંગ જો;
પ્રૌઢપણાના અનુપમ પટકુળ પ્હેરવાં,
સદ્ગુણનો કરવો સાચો સત્સંગ જો,— પુત્રી૦

---

* જુની આવૃત્તિમાં ગરબી ૭ મીમાં ફક્ત આ ગરબીમાંના પ્રથમ શબ્દ "પુત્રી" ને બદલે "પ્રમદા" હોવા સિવાયની ગરબી અક્ષરશઃ એકજ હોવાથી આ આવૃત્તિમાંથી તે કાઢી નાખી છે

ક્રોધ કામ મદ મોહ લોભને જીતવા
નહિ તો દુઃખ દિએ તે નિત્ય અપાર જો,
શમ દમની સાકળથી મનને બાધવુ,
કરવો સફળ સદાચરણે સસાર જો,— પુત્રી૦
લાજ અને મર્યાદા સખિઓ લેખવી
અવર જનોનુ નારીને નહિ કામ જો,
વિનય-વિવેકવડે વાણી શણગારવી,
વૃથા વાદથી થાવુ નિત્ય વિરામ જો,— પુત્રી૦
પોતાનુ ડાપણ પણ નહિ પરખાવવુ
કરવુ નહિ કુલ-જાતિતણુ અભિમાન જો,
ધૈર્ય ધરી સુખ દુખે સમતા સાચવી,
પ્રેમે પતિપદપંકજ ધરવું ધ્યાન જો,— પુત્રી૦
સુજનો આપણને જેમ હમે નહી,
દુર્જન પણ નિદે નહિ જનમાં જેમ જો,
નિજનુ નામ અમર નર-નારીમા રહે,
ઉદય થાય આપણનો કરવુ એમ જો,— પુત્રી૦
શ્રીહરિમાં ને પતિમાં ફેર કશો નથી,
અતરમા અનુભવથી સમજી એમ જો,
પોતાના પતિનો શુભ પ્રેમ વધ્યા કરે,
પ્રતિદિન કરવા કુશળ ઉપાયો તેમ જો,— પત્રી૦

## ગરબી ૧૦ મી

(આણીગર મોલે પધારો એ રાગ.)

સુણજો બ્હેનો સહુ આજ, શિખામણ દઉ છુ સાચી,
સદ્ગુણી થાવા સદાય, જોડી કર લઉ છુ જાચી, ટેક
ગુણીગુણીને માનનો, ભરી પૂર્ણ ભડાર,
અસાર આ સસારનો, શોધી લેજો સરસ સહુ સાર — શિ૦
રત્ન રતા નહિ રાખિએ, પિયર-સાસરામાહિ,
અગર ગૃહજનની છતાં, ગર્વિએ સુખદ સદા મનમાહિ — શિ૦

રીસ કર્યાની ટેવને, ટાળો સહુ તત્કાલ,
દુઃખદ દુર્ગુણ દોરની, બાળો તરત જબર જે જાળ; શિ૦
સરલ સ્વભાવેથી રહી, સુખદ વદો શુભ વેણ;
બીજાને નહિ બાળિએ; કડવાં કાઢી નકામાં કેણ— શિ૦
સ્ત્રી જાતિના દોષને, કરશો જ્યારે દૂર;
ત્યારે સુખ સહુ પામશો, એમ જાણજો જાતે જરૂર;— શિ૦
યમ ને નિયમ વૃથા કયા, શું જપ તપ ને ધ્યાન ?
સ્વામીની સેવાવિના, માનો નિષ્ફળ સઘળાં સુદાન,— શિ૦
નીતિતણી શુભ રીતિથી, તજીએ ભૂંડો પંથ;
કરિએ પ્રેમે પલકમાં, હેતે હુકમ કરે જે કંથ,— શિ૦
શીલસમાન ન એક પણ, અલંકાર સુખરૂપ;
શોભા શુભ સૌભાગ્યની, સહુએ અંતર ગણજો અનુપ,— શિ૦
મલકી મુલક બધાતણી, બ્હેન ન કરિએ વાત,
કામકાજ કરવાવિષે, રાખો હૃદય તમે દિનરાત;— શિ૦
અદેખાઇ આળસ અને, અદકી છાંડે આળ;
પ્રીતતણું તનમન ધરો, સુખિયાં થાઓ સદા તત્કાલ,— શિ૦
સ્વામીને સુખ ઉપજે, પુણ્ય પરમ પણ થાય,
તેવા યત્ન કર્યાથકી, દુઃખો દૂર સદાના જાય,— શિ૦
સદાચારને સમજિએ, મનમાં ધરી ઉમંગ;
પ્રસંગ પડતાં રાખિએ, બ્હેની સુજ્ઞ નારીનો સંગ,— શિ૦
સારા થાવા ઇચ્છિએ, જગદીશ્વરની પાસ,
કેશવ આ કલિકાલમાં, પ્રસરે જેમ તમારી સુવાસ;— શિ૦

## ગરબી ૧૧ મી.

( અલબેલી રે અબેમાન, લેવાને જઇએ )—એ રાગ

સહિયર સાચી છે વાત, તે ધ્યાને ધરજો.
નિજહિત કરનાર વિચાર, રોજ તમે રૂ જો;
અજાણપણું જશે ભણવાથી, ગણતાં ગુણ બહુ થાશે રે;
આ સંસારતણાં દુઃખ સઘળાં, એ રીતેથી જાશે.— તે ધ્યાને૦

બાળપણાથી માતપિતાને, દેવો શુભ સંતોષ રે;
ટેવ પડે આપણને તેનો, ન રહે તેને શોષ,— તે ધ્યાને॰
ભણીગણીને ડાંપણ સજવું, વિનયવડે સંઘરવું રે;
તરત સદા તન ને મનમાંથી, મલિનપણું પરહરવું,— તે ધ્યાને॰
કજિયો કે કંકાશ કશામાં, કોઈ દિવસ નહિ કરવાં રે;
આ સંસારવિષે સુખકારક, સદાચરણ આચરવાં;— તે ધ્યાને॰
સદ્ગુણથી સુખ થાય સદાનાં, દુર્ગુણ દૂર રહે છે રે,
અંતરનું અભિમાન ટળીને, શાંત સદૈવ રહે છે;— તે ધ્યાને॰
સંપ સગાંમાં સહુની સાથે, સાચવશો તો સારૂં રે;
સારૂં કરતાં સુખ ઉપજેછે, નરતે થાય નઠારૂં;— તે ધ્યાને॰
કામકાજ સહુ શીખી લેવા, વિનય વિવેક વધારી રે;
રીતભાત સારી સંઘરવી, તજવી ટેવ નઠારી,— તે ધ્યાને॰
સદાચરણથી સુખ ઉપજેછે, જગતવિષે જય થાય રે;
તે સાથે વિદ્યા મળવાથી, સંકટ સઘળાં જાય;— તે ધ્યાને॰
દુર્જન નિંદે જેમ ન જનમાં, સુજનો હસે ન જેમ રે,
લોક વખાણે સુખ પણ ઉપજે, કરવુ નિશદિન તેમ;— તે ધ્યાને॰
સુંદર કપડાં ઘણાં ઘરેણાં, સુંદર તેમજ રૂપ રે;
સારી વિદ્યા ને શુભ ગુણવિણ, શું દેવો છે ધૂપ ?— તે ધ્યાને॰
આછકડું અથવા અતિઝીણું, વસ્ત્ર ન અંગે ધરવું રે;
કામવિના કુલવાન દિકરિએ, ફોકટ કયાંહિ ન ફરવું,— તે ધ્યાને॰
પીઢ થઇ પરનિંદા તજવી, ભભકે નહિ ભરમાવું રે,
પોતાને ને પરને પીડે, તે વાતે શરમાવું,— તે ધ્યાને॰
માન અને અપમાન થયાની, વાત ન કરવી બીજે રે;
કરવાં કામ કુશળતા પામી, શરીરથી જે સીજે;— તે ધ્યાને॰
શીલ સદા સાચવવું સજની, મન માયાળુ કરવું રે,
સારૂં નરસું પ્રથમ વિચારી, કામ કુશલ આદરવું;— તે ધ્યાને॰
અંગ ઉઘાડું ન રહે એવાં, સાદાં કપડાં સારાં રે;
રૂપાળાં પણ અંગ ન ઢાંકે, તે છે નકી નઠારાં,— તે ધ્યાને॰

ન્હાવું ધોવું ચોખ્ખું રે'વું, પ્રભુમાં કરવી પ્રીતિ રે;
લાજ વધે પૃથ્વીમાં જેથી, સંઘરવી તે રીતિ;— તે ધ્યાને૰
નાચ તમાસા નાટક જોવા, ખેલ અને જે ખ્યાસા રે;
અણુસમજૂ જન એ પંથેથી, સુખની રાખે આશા;— તે ધ્યાને૰
વિવિધ પ્રકારે મન વશ રાખી, કુશલપણે કેળવવું રે;
આપણને હાથે નહિ એકે, સુખ-દુખ સરજ્યું મળવું;— તે ધ્યાને૰
સુખમાં છકી ન જાવું સજની, ડરવું ન કદી દુઃખમાં રે;
પરને પીડે એવાં અપ્રિય, વચન ન આવે મુખમાં— તે ધ્યાને૰
વિના રજાએ કદી એકલાં, ઘરથી દૂર ન જાવું રે;
સંબંધીને સુખ ઉપજાવી, પોતે સુખિયાં થાવું;— તે ધ્યાને૰
શુભ મારગ લહિને સંચરતાં, આનંદે દિન વીને રે;
આ અવતાર અફળ ન જવા દે, જગતવિષે તે જીને,— તે ધ્યાને૰

## ગરબી ૬૨ મી*

( કહાં ગયો પેલો મોરલીવાળો )—એ રાગ,

સખિઓ સાચી વાત કહું છુ, સાર લહી બહુ સારો રે;
ધારો ધ્યાન તમે જો તેમાં, સુધરે જન્મ તમારો રે,— સ૰
બાલપણામાં, માતપિતાને, વિનયવડે વશ રે'વુ રે,
તન-મનનું તેની પાસેથી, શિક્ષણ સારૂં લેવું રે,— સ૰
ચંચલતા ને ચતુરપણાથી, કામ કુવરિએ કરવું રે,
સદ્ગુણથી સંતોષ દઇને, દુર્ગુણથી બહુ ડરવું રે;— સ૰
માતપિતાના શુભ ઉપકારો, મનમાંથી ન વિસરિએ રે;
ઘરનાં કામ ઘણાં જે ઘટતાં, કુશલપણાથી કરિએ રે;— સ૰
યોગ્યપણે માતપિતા આપે, તેવા વરને વરિએ રે;
એ પતિને અનુકૂલ રહીને, આ ભવસાગર તરિએ રે;— સ૰
પતિનું ઘર પોતાનું થાતાં ભાર ઉપાડી લેવો રે;
વિનયવિવેકવડે વશ રે'વું ધર્મ તમારો તેવો રે;— સ૰

* રાસડામાં, ઠુમરીમાં, મનાનીયામાં, મરાઠી સાખમાં, રચિરાછંદ વિગેરે અનેક રાગમાં.

પિયર રહી જે શીખ્યાં તેનો ઉપયોગ અહી કરજો રે;
ઉપદેશ મળે જે જે બીજો, તે અંતરમા ધરજો રે,— સ૦
સાસૂ સસરો જેઠ દિયરજી, એનું માન વધારો રે,
જેઠાણી દેરાણીને પણ, આદર દેવો સારો રે,— સ૦
ઘરસંસાર-નિશાળવિષેથી, ભણતર રૂડું ભણવુ રે,
સંકટ શિરપગ આવે તો તો, તે ગુણકારક ગણવુ રે,— સ૦
માયાળુ મનથી સહુસાથે, પરિચય સારો કરવો રે,
મારૂં તારૂં મનથી તજવુ, એ ગુણ ગણવો ગરવો રે,— સ૦
સહુના બાલક સરખા ગણવા, ભવમા ભેદ ન સારો રે;
સંપ સરલતા રાખી સહુમા; સુખ સપૂર્ણ વધારો રે,— સ૦
મર્યાદા તન-મન-વચનોમાં, પ્રેમે પ્રતિદિન પાળો રે,
હોય કર્યાં જે આજ સુધીમાં, સુકૃત તે સભાળો રે,— સ૦
હુ કોણ અને મારે કરવુ, શું તે સહજ વિચારો રે,
પતિની છાયા થઇને રહેવું, એ છે ધર્મ તમારો રે;— સ૦
પ્રિયહિત વચનો વદવાં મુખથી, વિનય વિવેકે નમતા રે,
કામ કરો કરથી સહુ તેવા, પતિ-ગુરજનને ગમતા રે;— સ૦
શીલ અને સૌભાગ્ય સદાના, શુભ આભૂષણ શોભે રે,
પ્રાણવિના તન જેવા બીજા, એમા મન શુ લોભે રે— સ૦
પ્રૌઢપણાના પટકુલ અંગે, પ્હેરો પ્રમદા પ્રીતે રે,
નાકતણુ મોતી મર્યાદા, સાચવજો શુભ રીતે રે;— સ૦
નીતિ ન્યાય કડા છે કરના, તે તનને શોભાવે રે,
આવો સમય સખી સસારે, વારંવાર ન આવે રે,— સ૦
પતિના નામ તણો હીરાનો, હાર હૃદયમા ધરવો રે;
આ રીતે સદ્‌ગુણ સઘળાનો, શણગાર રૂડો કરવો રે,— સ૦
જોડી-જડી જે સજની તમને, એને ઇશ્વર માનોરે,
પત્નીના પરમેશ્વર પતિ છે, એમાં સશય શાનો રે,— સ૦
સસારવિષે સુખના સાધન, એ પતિને આધારે રે;
આ સસારથકી અબલાને, અંતે એ પતિ તારે રે— સ૦

પ્રેમ કરીને સેવા કરવી, જન્મ વૃથા નહિ જાવા રે;
ગુરજનને પણ આદર દેવો. પૂરાં પુણ્ય કમાવા રેઃ— સ૦
જપ તપ ઇશ્વરનુ આરાધન, સાવધ થઇને કરવું રે;
કેશવ હરિનું અંતરમાંથી, નામ કદિ ન વિસરવું રે;— સ૦

## ગરબી ૧૩ મી.

રાગ ધોલ

પ્રાણનાથ કહે નિજ નારીને, આવ્યો ઉત્તમ આ અવતાર;
આનંદ અપાર;— સજો શણગારને૦
છડા છાબડા અણવટ વીંછીઆ, લાજ લંગર થાય ન ભાર;
સદા સુખકાર,— સજો શણગારને૦
કુલરીતિ જુઓ કટિમેખલા, સદાચાર ચૂડીની જોડ;
ખામી કે ન ખોડ;— સજો શણગારને૦
કામકાજ કરે વેઢ વીંટીઓ, સપજપ કડાંની જોડ,
હોશે ધરી હોડ;— સજો શણગારને૦
ધ્યાન ધીરજ તે બાજુબંધ છે, કરુણામય કાનના કાપ.
આપે નહિ તાપ;— સજો શણગારને૦
દાન પુણ્ય ઉપરની પાદડી, નથ નાકની નાથનું નામ;
સદા સુખધામ;— સજો શણગારને૦
પતિસેવન મંગળસૂત્ર છે, ચતુરાઇ છે ચંદનહાર;
વિવેક વિચાર;— સજો શણગારને૦
મન નિર્મલ મોહનમાલ છે, જવ માદળીયા યશરૂપ.
રહે બહુ રૂપ,— સજો શણગારને૦
શુભ સૌભાગ્ય સુંદર ચાંદલો, તાત ત્રેવડી સુંદર શીલ,
ધરો નહિ ઢીલ,— સજો શણગારને૦
નમ્રભાવ નકી નાગરેણુ છે, કેત કેવડો તત્વવિચાર,
તજી તકરાર;— સજો શણગારને૦
નીતિ ન્યાય વિચાર છે કચુકી, માન સુંદર સાડીસમાન,
મેલી અભિમાન;— સજો શણગારને૦

ધરરક્ષણ ઝાંઝર ઘુઘરા, પુરૂ પ્રૌઢપણ પગપાન;
જરાય ન જાન — સજ્જે શણગારને૦
આવાં ભૂષણ ભામિની શોભશે, બીજા કેશવ કેવલ ભાર,
અસત્ય અસાર,— સજ્જે શણગારને૦

## ગરબી ૧૪ મી

(રાગ ઉપર પ્રમાણે)

આવો ઉતમ માનવ દેહ છે, કુળજાતિ વળી અનુકૂળ
મળ્યા છે અમૂલ,— ભૂલો નહિ ભામિની
મન વાણી સદા વશ રાખવા, શીલ સુંદર છે શણગાર,
વધે અધિકાર,— ભૂલો નહિ ભામિની
ચિત ચોખું ખરી ચતુરાઈ તે, સત્ય સંપત સ્વામીની પ્રીતિ
સદા શુભ રીતિ — ભૂલો નહિ ભામિની
મન વાણી ક્રિયા એક રાખતા, પ્રાણનાથ પ્રસન્ન કરાય,
મહાસુખ થાય,— ભૂલો નહિ ભામિની
લાજ મર્યાદા પ્રૌઢપણાવડે શીલભૂષણ સાધી શકાય,
રીઝે હરિરાય,— ભૂલો નહિ ભામિની
રાગ-દ્વેષની વાત વિસારીએ, વળી મારીએ મોહવિકાર
વિવેકવિચાર,— ભૂલો નહિ ભામિની
રંગરૂપ તરંગસમાન છે, તન યૌવનનું પણ તેમ
અનાદિથી એમ,— ભૂલો નહિ ભામિની
બાના બોલિએ બોલ વિચારીને, કલેશ - કંસનું નહિ કામ,
સદા સુખધામ,— ભૂલો નહિ ભામિની
પતિસેવાપરાયણ થઈ રહી, નિજ ધર્મનું રાખતા ધ્યાન,
તજ્જે અભિમાન,— ભૂલો નહિ ભામિની
દેવપુજન વ્રત જપ નાથ છે, શીદ દોડીએ બાર બહાર
ભલા ઘરબાર — ભૂલો નહિ ભામિની
સંપ સંસારમાં સુખરૂપ છે, જપ ઝાળવિએ દિનરાત,
સદૈવ નિરાત,— ભૂલો નહિ ભામિની —

સુખ દુઃખ સહન કરવાં બધાં, ધરી ચિરંજીવી શુભ ટાલ;
વિરોધ વિશાલ;— ભૂલો નહિ ભામિની.
પ્રેમ રાખી સદાચાર પાળીએ, નમ્રભાવે રહી રળીઆત;
ઉજાળીએ જાત;— ભૂલો નહિ ભામિની
કોઈ રાંક તવંગર છે નહિ, સ્વપ્નરૂપ ખરેખર ખેલ;
માયાનો રચેલ;— ભૂલો નહિ ભામિની.
શુભ રીતિથી સદ્ગુણ સંઘરો, યશ પુણ્યપવિત્ર પમાય;
અનન્ય ઉપાય— ભૂલો નહિ ભામિની.
દેખી આ દુનિઆના દાખલા, નિત્ય કેશવ લેવો સુબોધ;
વિસારી વિરોધ; ભૂલો નહિ ભામિની

## ગરબી ૨૫ મી

( રાગ ઉપર પ્રમાણે )

પાણી ગ્રહણ થયા પછી પ્રમદા, પરહરતાં પિયર સહવાસ,
ન થાય ઉદાસ,— પતિવ્રત એજ છે.
ભાવ રાખી ભજે ભરથારને, મન વચન કરી દૃઢ એક;
વિશેષ વિવેક;— પતિવ્રત એજ છે
સુખ-દુઃખમાં સહનપણું ધરી, નહિ કષ્ટવડે કચવાય;
સમય સચવાય— પતિવ્રત એજ છે.
લાગે સંપૂર્ણ સુખમય સાસરૂં, દોષદૃષ્ટિ જરાય ન થાય;
હૃદય હરખાય, પતિવ્રત એજ છે.
સ્નેહી સંબંધી કે જન કોઇને, નહિ કોઇ દિને અપમાન;
મળે બહુમાન;— પતિવ્રત એજ છે,
ગુરૂજનની સરસ થાય સેવના સચવાય સદા કુલરીતિ,
પિયરપર પ્રીતિ;— પતિવ્રત એજ છે,
ઉંચો અક્ષર એક ન નીકળે, વ્હાલા વિનય-વિવેક-વિચાર
નિયમપર પ્યાર,— પતિવ્રત એજ છે,
અન્ય વિષય ન આવે અંતરે, લોભ મોહે ન મન લલચાય;
સંતોષ સદાય,— પતિવ્રત એજ છે.

જીવ જેનું સદા શીન સાચવે, મન ઇન્દ્રિય પણ વશ હોય,
કપટ નહિ કોય,— પતિવ્રત એજ છે,
દાન પુણ્ય અને દાક્ષિણ્યતા, થઈ નાથને નિત્ય સહાય;
પ્રેમે પથરાય,— પતિવ્રત એજ છે,
ચિત્ત નિત્તવિષે વળગે નહી, નળી વૈભવ માંહિ અભાવ,
ભર્તાપર ભાવ,— પતિવ્રત એજ છે,
નિત્ય આનંદ આપે નાથને, વશ વિદ્યા-કલાથી વિશેષ,
લજ્જાય ન લેશ,— પતિવ્રત એજ છે,
મન વચન ક્રિયાથી કામિની થઈ છત્રની છાયા સમાન,
તજે અભિમાન;— પતિવ્રત એજ છે,
દીન ઉપર દયા નિત્ય ધરે, કરે કોઇ ઉપર નહિ ક્રોધ,
સદૈવ સુબોધ,— પતિવ્રત એજ છે,
પુણ્યરૂપ પવિત્ર પ્રભાવ છે, દુષ્ટ દ્રષ્ટિ કરે નહિ કોય,
ગમે તેમ હોય,— પતિવ્રત એજ છે,
નાના વયમાં સધારે પ્રૌઢતા સત્ય સરલપણું નિજ અંગ;
સદા શુભસંગ,— પતિવ્રત એજ છે,
અંગ કોઈ ઉઘાડું રહે નહિ, ટાપટીપ ગમે નહિ લેશ,
સુશોભિત વેશ,— પતિવ્રત એજ છે,
ડર દુર્જનનો દૂરથી રહે, વસ્ર હોય બનો વ્યવ ાર,
ભર્તા ઘરબાર,— પતિવ્રત એજ છે,
સદાચાર વિષે ચૂકે નહી, હૈયે હોય છે નાથનું નામ,
કરે ઘરકામ,— પતિવ્રત એજ છે,
નિત્ય આનંદ અંતરમાં રહે, આત્મ ભાવે હૃદય ભરપૂર,
સમયપર શૂર;— પતિવ્રત એજ છે,
વાંચે કુશલ સદા નિજ કથનુ, ધારે ચિરંજ ને નિજ ધર્મ,
કરે શુભકર્મ;— પતિવ્રત એજ છે.
કહે કેશવ માનવ જન્મમાં, શુભ સાધન સર્વ સધાય,
રીઝે હરિરાય,— પતિવ્રત એજ છે.

---

### ગરબી ૧૬ મી

સખિઓ સાચી વાત કહું છું, સાર વિચારી સારો રે;
ધારો ધ્યાન તમે જો તેમાં, સુધરે જન્મ તમારો રે,— સ૦
પોતે પહેલાં વ્હેલાં ઉઠી, અરૂણોદયને ટાણે રે;
ઉંઘ અને આળસને મેલી, શયન વિસરિએ વ્હાણે રે;— સ૦
સ્મરણ સહજ ઇશ્વરનું કરતાં, ધ્યાનપરાયણ થાવું રે;
શરીર ચિંતા દૂર કરીને, શીતલ જલથી ન્હાવું રે;— સ૦
વસ્ત્ર પવિત્ર ધરીને અંગે, અંતરમાંહિ ઉમંગે રે;
જાતે જાગૃત કરવા પતિને, હળવે વચન તરંગે રે;— સ૦
દાતણપાણી પ્રથમ કરાવી, ન્હવરાવી શુભ નીરે રે;
પીતાંબરઆદિક ધરવાને, આગળ ધરવાં ધીરે રે;— સ૦
ઇશ્વરસેવાની સામગ્રી, ચંદન પુષ્પ વગેરે રે;
તૈયાર કરી દેવાં ટાણે, જ્યાં પીતાંબર પહેરે રે;— સ૦
સંધ્યા સેવા સમયે પોતે, પાસે પ્રતિદિન રે'વું રે;
જે માગે મુખથી તે સમયે, તરત લયાવી દેવું રે;— સ૦
પૂજાથી પરવારે ત્યારે, તેની પૂજા કરવી રે,
અંતર્ગત ગુરૂજનની સેવા, વનિતાએ ન વિસરવી રે;— સ૦
દળવું પાણી ભરવું પ્રેમે, કરવી સરસ રસોઈ રે,
પ્રેમ કરી પોતે પીરસ્વું, સૂક્ષ્મ નજરથી જોઇ રે;— સ૦
સ્હુને પ્રથમ જમાડી દાડી, પાછળ પોતે જમવું રે;
હોય કશું જો કામ કદિક તો, ગુરૂજનને જઇ નમવું રે,—સ૦
કરતાં કામ નિરંતર ફરતા, ભાવ વધારી ભારે રે;
મર્યાદા સચવાય નિરંતર, કરવું તેમ તમારે રે;— સ૦
કામ બધું ઘરનું પરવારી, પ્હેરી સુંદર સાળુ રે,
અંતઃપુરમાં બેસિ નિરંતર, ભરવું ભરત રૂપાળુ રે;— સ૦
વાંચન નીતિવિષયનું વાંચી, સાર વિચારી લેવો રે,
ઉદ્યમ કરવો નિત્ય ઉમંગે, સુખ ઉપજાવે એવો રે;— સ૦

જે સમયે પતિ ઘેર પધારે, આપી આસન પાણી રે,
સુખ ઉપજે એના અંતરમા, એમ ઉચરવી વાણી રે,— સ૦
એજ પ્રમાણે ગુરૂજનને પણ, કુલમર્યાદા રીતે રે,
માન વધારી આજ્ઞિત લે જે, જગતવિષે તે જીતે રે,— સ૦
શીલ સદાચરણો ને સાચે, પરમેશ્વર વશ કરવા રે,
સમય મળ્યો છે સારો તમને, ભવસાગરને તરવા રે,— સ૦
પાલન-પોષણ ઘટતી રીતે, ઘરમાં સહુનુ કરવુ રે,
દુર્જન ને દુર્ગુણથકી તો, દૂરથકી પણ ડરવુ રે,— સ૦
દુખ અને સુખ સહુને સરખાં, સમજે જે શુભ નારી રે,
પ્રાણીમાત્રતણું પ્રિય ઇચ્છે, તેની છે બલહારી રે,— સ૦
જત તપ ઇશ્વરનુ આરાધન, સાવધ થઇને કરવુ રે,
કેશવ પ્રભુનુ અંતરમાથી, નામ કદી ન વિસરવું રે;— સ૦

## ગરબી ૧૭ મી

ઉપર પ્રમાણે

સખિઓ સાચી વાત કહુ છુ, સાર વિચારી સારો રે,
ધારો ધ્યાન તમે જો તેમા, સુધરે જન્મ તમારો રે,— સ૦
કોઈ પ્રસગે કોઇ સમયમા, ઘરમા કે જલઘાટે રે,
સ્ત્રીજન પણ નિજ અગ ન દેખે, જાતાં વળતાં વાટે રે,—સ૦
વાવ સરોવર નદિએ ન્હાવા, કુલવાને નહિ જાવુ રે,
જરૂર જાવું કદિક પડે તો, નિર્મર્યાદ ન ન્હાવુ રે,— સ૦
જરૂર પડે તો પ્રૌઢપણાથી, જાવુ ગુરૂજન સગે રે,
સરખે સરખાની હાસી પણ, ન કરો કોઇ પ્રસગે રે,— સ૦
ધીરી ચાલ વિચારી ચાલો, નાકપર્યાર નિહાળી રે,
રૂપ અને યૌવનના મદથી, મનને પાછુ વાળી રે,— સ૦
અજવાળે ઉભીને કપડાં, કોઈ દિવસ નહિ ધરવાં રે,
ધરવાં વસ્ત્રાભૂષણ તે પણ, જેમ ન લાગે વરવાં રે— સ૦

ઉચા નીચા અગ ન લાગે, ઓઢણુ ઓઢો એવા રે,
આછકા ને અગ ન ઢાકે તજવા કપડા તેવા રે,— સ૦
ઉચે સ્વરથી વાત ન કરવી, ડોક બહાર ન હસવું રે,
સદાચરણની સડક ઉપરથી, તલભાર નહી ખસવુ રે,— સ૦
બારે કે બારીમા લટળી, જાતે કાઈ ન જોવુ રે,
જે તે વાતવિષે અણુસમજે, રીસ કરિ નહિ રોવું રે,— સ૦
પીડા થાય હૃદયમા પરને, એવા વચન નઠારા રે,
સુખ ઉપજે ને આશિષ આપે, એવાં સમજે સારા રે,— સ૦
ભાડભવાઈ નાચ તમાસા, નયને નહિ નિરખિએ રે,
પોતાની કે પરની નિદા, સાભળવી નહિ સખિએ રે — સ૦
નહિ ખાના સમ દેવા ન કદિ શાપ ન ખોટી ભરવી રે,
માન અને અપમાનતણી પણ, વાત ન બીજે કરવી રે,— સ૦
દળવા ભરવા કે આથડવા, પરને ઘેર ન જાવુ રે,
દુ ખ અને સુખ જે પોતાને, ગાઈ કયાહિ ન ગાવુ રે,— સ૦
મારે અમ અને આવુ રે છે, વાત ઉચાડી એવી રે;
હરખપદુડા થઇને પોતે, બીજાને નહિ કેવી રે — સ૦
શું કહુ ઝ્હેનો સર્વ પ્રકારે, સદ્ગુણ સઘળા લેવા રે,
ગુરુજનને પતિનુ પ્રિય કરવુ, એ હરિહરની સેવા રે,— સ૦
મનન સદા પતિપદનુ કરવુ, ગુણ ઇશ્વરના ગાવા રે,
સુખ મેળવવા સઘળા સાચા, દુ ખ હૃદયના જાવા રે,— સ૦
જપ તપ ઇશ્વરનુ આરાધન, સાવધ થઇને કરવુ રે,
કેશવહરિનુ અતરમાથી, નામ કદી ન વિસરવુ રે, સ૦

## स्त्रीजनोपयोगी बोध

(१)

होरी

આવો સમય નહી આવનારો રૂડો ઉદય સદા કરનારો આવો ટેક.

માનવ જાતિવિષે શુભ આવ્યો,-અવતાર ભવતારનારો,
આયુષ્ય તેમ મળ્યું વળી તેનું ર્હેતે હવે કર્ઈ વિચારો.
હીરો હાથ આવ્યો ન હારો, આવો૦
ગયે પલ પછી મળે નવ નિશ્ચે, અંતરમાંહિ ઉતારો,
વિશ્વાસ કાલતણો નવ કરિએ, એનો અકળ પંથ ન્યારો।
ગયા ખાઇ ગોથા હજારો, આવો૦
નિત્ય સ્વધર્મ પ્રમાણે વરતવા, પુણ્યમાં કરવા વધારો,
કરવો નહીં કોઇ દિવસ ઉધારો, લેવો પરમ પંથ સારે,
સદા ભવભય હરનારો, આવો૦
સદ્ગુણમાં શુભ ભૂષણ પ્હેરી શરીર સદા શણગારો
દુર્ગુણ દૂર રહે નહિ તેવો, કરવો ન કદિ અણસારો,
બને હોય લાભ હજારો આવો૦
કંઠે ધરી શીતચિંતામણીને, શોભા સદૈવ વધારો,
સત્સંગ સાથ લઇ ગુણીજનનો, પુણ્યને પંથે પધારો
વારવાર આવે ન આરો, આવો૦
સાધન સુખ કરવાનાં સદાના, સમય સુધારી ઉગારો,
કુડ કપટ ને અસત્ય ભરેલી, વાણીનો તજીએ લવારો,
ન બાધિએ પાપનો ભારો ! આવો૦
પ્રૌઢપણામાં કરી નિત્ય પ્રીતિ, નીતિનો કરવો વધારો,
વાણી અને મન વશ કરવામાં શમ દમ ઉત્તમ ધારો
તેમાં રહ્યો ધર્મ તમારો, આવો૦
વાનવું સપનું વૃક્ષ સદય થૈ, નિજ ્ખમાં કરી કયારો,
દેવું ન દુખ કદી દીનજનને હેનેથી હરવો કુધારો,
સદા દુખ દઈ દમનારો, આવો૦
આ ક્ષણભંગુર દેહ સમજવો, જન્મ-મરણ ધરનારો,
એની સહુ ચિત્તમાંહિ ચતુરનર, વેગે કરીને વિસારો,
વિષયવાસનાના વિકારો આવો૦
લાવી દયા દીલમાંહિ વિશેષે, પરહરિ નિત્ય 'હું કારો,
આત્મસમાન સમગ્ર ગણીને, ક્યાહિ ન કરિએ ટુંકારો,
ઊભે રખિએ છુ છુમારો, આવો૦

આ ભવસાગર ભાવથી તરવા, શોધવા શ્રેષ્ઠ પ્રકારો
તેવિણુ કોને કહો કઈ રીતે, તાપ ત્રિવિધ ટળનારો ?
સદા મનમાં જલનારો; આવો૦
પાપને પંથ ચડે જે અધમ નર. નરકાવાસે પડનારો;
દાવે કરીને હેરાન થવાને, યમની પુરીમાં જનારો;
આવે કેમ એનો કિનારો ! આવો૦
કેશવ હરિચરણે ચિત્ત રાખી, નરક જવાનું નિવારો;
વેદ અને શુભ શાસ્ત્રના વચને,-પાડવો નિત્ય પનારો;
અભિપ્રાય એનો અમારો; આવો૦

[ ૨ ]

પાળો નિત્ય સદાચાર સારો;
એજ ધર્મ ખરો છે તમારો.—પાળો. ટેક૦

શીલ તણો શણગાર સજીને, શરીર સદા શણગારો,
પ્રૌઢપણાનાં ધરી વસ્ત્ર સારાં, શોભામાં કરવો વધારો,
કરી દુર્ગુણનો વિસારો; પાળો૦
યમ નિયમાદિકમાં કરી પ્રીતિ, મેલીએ માર્ગ નઠારો;
સદ્ગુણુ ગ્રહણ કરી જ્ઞાન અંશે, પાપનો પંથ નિવારો,
આવ્યો આજ ઉત્તમ વારો, પાળો૦
દૈવે દીધેલ દયા કરી તમને, સફલ કરો જન્મ વારો;
નિ:સાર સંસારમાં સાર લેવા, નિત્યે વિવેક વિચારો;
તજી તન-મનના વિકારો; પાળો૦
વાણી અને મન વશ કરવાનો, નિશ્ચે પ્રકાર છે સારો;
નિગમ અને આગમોના વચનમાં, આસ્તિકતાને વધારો;
જાણી કાલ વેગે જનારો; પાળો૦
ઉદય સદા કરનાર સહુનો, કામ કરે કરતા રો';
પ્રૌઢ અને પુણ્યકારક વાતો, ધ્યાને સદા ધરતા રો';
મહામદને હરનારો; પાળો૦
પર ઉપકાર કરો નિત્ય કોડે, સર્વે જનોપર સારો,
ભાવ ધરી ભવસાગર તરવા, કેશવ હરિ ભજતા રો',
અભિપ્રાય એજ અમારો, પાળો૦

૩

સદાચાર પાળવો બહુ સારોરે, એજ ધર્મ ખરો છે તમારો—સદા૦
ધન-વિદ્યાતણો મદ તજવો રે, સુખકારક મારગ સજવો રે;
પીડા પરને કરી નહિ પજવો;—સદા૦
સત્ય બોલવું ચાલવું ચોંપે રે, જેમ જગતપતિ નહિ કોપે રે;
એથી આપણું કુલ ઓપે;—સદા૦
શુદ્ધ ચિત્ત કરી નિત્ય રે'વું રે, સ્મૃતિ શાસ્ત્ર બતાવે જેવું રે;
અન્ય વાતમાં ચિત્ત ન દેવું—સદા૦
આશા તૃષ્ણા તજી કોઈ દે છે રે, શાંત થઈને સદા સુખ લે છે રે;
શુદ્ધ આનંદનું રૂપ તે છે;—સદા૦
પાળવો નિત્ય નિજનો ધર્મ રે, તેનો અંતર જાણીને ભર્મ રે;
કરિએ યશકારક કર્મ;—સદા૦
કામ ક્રોધ સદા પરહરવા રે, લોભ મોહ વળી વશ કરવા રે;
મદ મત્સર દેવા ન ઠરવા;—સદા૦
અભિમાન ન કરવું લેશ રે; કદિ કરિએ નહિ કાંઇ કલેશ રે;
વદવું નહિ વાક્ય વિશેષ—સદા૦
પરનિંદા સદા પરહરવી રે, દયા દીન જનોપર કરવી રે;
નહિ નીતિની વાત વિસરવી;—સદા૦
નિત્ય તન-મન નિર્મલ કરજો રે; શીલ ચિંતામણી સંઘરજો રે;
દુષ્ટ દુર્ગુણ દૈત્યથી ડરજો;—સદા૦
ધર્મ-વ્હાણ વિના સંસારે રે, અન્ય આવી નહિ કોઇ તારે રે;
એમ જાણવું નિશ્ચે તમારે;—સદા૦
નિત્ય નિર્મલ ચિત્ત કરીનેરે, નિજ ધર્મને ધામ ઠરીને રે,
પામવું શુદ્ધ એક હરિને;—સદા૦
જ્યારે ઉત્તમ જન્મ મળ્યો છે રે, પુણ્યનો પુંજ તો ઉપજ્યો છે રે;
દૈવ ઇચ્છાથી દિવસ વળ્યો છે;—સદા૦
હાથ આવેલ હીરો ન હારો રે, ચિત્તે કંઇક ચતુર વિચારો રે;
શાણા સફલ કરો જન્મ વારો;—સદા૦
સેવા નારીએ નાથની કરવી રે, અન્ય વાત બધી પરહરવી રે;
નેહ પ્રીતિ સંપાદન કરવી;—સદા૦

અન્યોઅન્ય હળીમળી રે'વું રે, બીજા આશ્રમનું સુખ લેવું રે;
થાય નિંદા તેવુ તજી દેવું;—સદા૦
ભાવે ઇશ્વરનું પદ ભજવું રે, કામ બંધનકારક તજવું રે;
સુખકારક સાધન સજવું.—સદા૦

*पत्नीपर पतिना पत्र.

[१]

હું છું આનંદમાંહિ સદાય તમે પણ ત્યાં હશો;
મારો દુરથી કરતાં વિચાર, ઉદાસ નહીં થશો.
નથી કાગળ બાગળ કાંઇ, પૂરા પ્રેમથી ભર્યો;
આવે આળસ અંતરમાંહિ, એવો વાંક શો કર્યો?

* * *

સારા મારગ ઉપર રોજ, સખિ મન વાળજો;
મન વચન ક્રિયાનાં કામ સદૈવ સંભાળજો;
લાજ મર્યાદમાં રહિ રોજ, ઉજાળવી જાતને;
જાણી લેવી જગતની તેમ, બધી રીતભાતને.
સાર બીજો નથી તલભાર, સંસાર અસારમાં;
ભૂલી ભામિની જોજો લગાર, ભૂલી જાતાં ભારમાં,
માંડ માંડ મળ્યું આ શરીર, સુજાણ સુખી થવા;
આવ્યો સમય સખી સુખરૂપ, ન દેવો વૃથા જવા.
પ્રભુ ભજવા કરી શુભ ભાવ, વ્રતાદિક સાધને;
ક્ષમા કરશે જગતનો નાથ, બધા અપરાધને.
છિએ દૂર તથાપિ સદૈવ, નથી દૂર આપણે;
મન નિત્ય રહ્યાં છે મળેલ, દેખી લેજો ડાં'પણે.
દેહભાવથી લખવું આમ, ઘટે ઘડીવાર તે;
નહિ તો લખવું ઘટે શું કામ, લગાર વિચાર તે.

* આ પત્રો કર્તાના ખાનગી વ્યવહારના છે. સ્ત્રીવર્ગને સુબોધક ધારી આ વિભાગમાં લીધા છે. લિ૦ પ્રસિદ્ધકર્તા.

મારા વૈરાગ્યના જે વિચાર, લખ્યા નથી તે અહીં,
વેશ ભાવે ભજવા કલેશ, કદાપિ કરૂં નહીં.

(૨)

દોહરા.

નાનું વય છે તોયપણ, મૂલ થકી મોટાઈ;
મનગમતી માની લઈ, લીધી લૌઢ વડાઇ,
સંબંધી જન સર્વને, આપ્યો છે સંતોષ:
સદા સુંદરી જાતના, દૂર કર્યા છે દોષ;
પ્રેમ સદા પતિપદવિષે, રેલ્યા કરે દિનરાત:
બાલપણામાં બુદ્ધિથી, અહો ઉજાળી જાત,
બડાઇ રાખી બોધને બ્હાર બતાવે લોક;
અંતરમાં સમજી લહે, તે તમ જેવું કોક;
સખી કરી રાખી રહ્યાં, લાજ અને મર્યાદ:
કોઈ દિવસ ઉચ્ચો અમે, નથી સાંભળ્યો સાદ:
કામકાજમાં કુશલતા, સહનશીલ ને શાન્ત,
પૂર્વપુણ્યના યોગથી, અંતરમાં એકાન્ત:
સદ્ગુણ ભૂષણ સંધર્યાં, એજ પુણ્યનો પંથ;
જોરવિના પણ યુક્તિથી, વશ કીધા છે કંથ;
જેણે આપ્યો છે અરે, વિનય વિવેક વિચાર;
તે ઇશ્વરને ઓળખી, છત્યો છે સંસાર:
જે જે કરતાં હો તમે, કુશલપણાનાં કામ;
રીતભાતથી ભામિની, લખજો તમે તમામ;
સર્વ વાતમાં સર્વદા, રાખીને સંભાળ;
બુદ્ધિબલેથી બાંધિએ, પાણી પ્હેલાં પાળ.

## પતિના હિતમાટે ઈશ્વર પ્રાર્થના.

( વ્હાલા રે મારા પ્રાણથકી પ્યારા ) એ રાગ

કુશલ મારા કંથતણું કરજો, અંતરયામી અરજ ઉરે ધરજો.
દીનાનાથ દુઃખ બધાં હરજો; કુશલ૦

નથી જપ તપ મેં કશું કીધું, નથી દાન દીનને કંઇ દીધું,
નથી હરિનામ મુખે લીધુ; કુશલ૦
નથી ભાવ ભકિત હરિ ચરણે, ચાલ્રી નથી ચોંપે સદાચરણે;,
હવે હું છું આપતણે શરણે; કુશલ૦
કરી નથી પૂજનમા પ્રીતિ, જાણું નહિ નીતિ તણી રીતિ;
ગયું વય એમજ આ વીતી; કુશલ૦
પ્રભુ આપનાજ પ્રતાપથકી, સદા સુખ પામે સહુ એ નકી;
વિશ્વંભાર એવી મને છે વકી; કુશલ૦
નહિ કોઇ જાણે તમારી ગતિ, મારી કોણમાત્ર કહોને મતિ;
તમે ત્રિગુણાત્મક વિશ્વપતિ; કુશલ૦
ભૂધર ભવસાગર આ ભારે, આશા એક આપની છે મારે;
રહી આપને એક આધારે, કુશલ૦
કઠણ કાલકેરી ગતિ કે'છે, ધિરજ સર્વ જનની હરી લે તે;
શંકા કરવા અવસર એ દે છે; કુશલ૦

---

[ ૨ ]

( વૈકરણી વનમાં વલવલે ) એ રાગ.

કરજો કુશલ મારા કંથનું, દીનનાથ દયાળ;
સુખમાં સુવાડી ઉઠાડજો, હે પ્રણતપ્રતિપાળ; કરજો૦
સાચાં પિતામાત છો તમે, આખા વિશ્વના ઇશ;
ત્યારે વિશેષ હું શું કહું, આપને જગદીશ; કરજો૦
શેષ સહસ મુખેકરી, ગુણ ગાય અપાર;
મુનિવર મથન કરી મુઆ, પામ્યા તોય ન પાર; કરજો૦
જ્ઞાન અને ગુણ છે નહિ, નથી વિનય વિચાર.
એક મુખે શું હું વર્ણવું, આશુતોષ આ વાર? કરજો૦
પામ્યા પરમસુખ કૈંક તો, પામ્યા કૈંક પ્રતાપ;
કરૂણાકટાક્ષ કરી તમે, ટાળ્યા કૈંકના તાપ; કરજો૦
રાયને રંક કર્યા તમે, રંકને તેમ રાય,
દીનજનોને સદા કરી, આપે અધિક સહાય; કરજો૦

ધામ ધરા ધન મેળવી, સૌખ્ય પામ્યા અનેક,
આપના પુણ્યપ્રતાપથી રહી કૈકની ટેક; કરજો૦
આપની આપ મોટાઇને, જોઇને મહારાજ,
આશા દાસીની દયાનિધિ, પૂર્ણ કરવાને કાજ, કરજો૦

## સુકન્યા મળવી તે પુણ્યનુંજ ફલ છે

સુકન્યા પુણ્ય થકીજ પમાય, સુકન્યા પુણ્ય થકીજ પમાય,
શીલ સ્વભાવ સદાચરણેથી, જે જનમા વખણાય, સુ૦
નીરખતાં જેને નયનોથી, માતપિતા હરખાય, સુ૦
વિનય વિવેક અને સદ્‌ગુણથી, પ્રૌઢપણે પરખાય, સુ૦
પિયર સાસરાના કુલમા જે મોટી મોટી મનાય, સુ૦
કલા કુશલતા આદિક જેના, ગુણ ગણતા ન ગણાય, સુ૦
મિથ્યા વાદવિવાદવિષે જે, કલેશ કરે ન કદાય, સુ૦
સાચી સુખકારક જે સમજે, સત્સંગતિની સહાય, સુ૦
ભરમાવે એવા ભરમે જે ભવમા નહિ ભરમાય, સુ૦
જે નીતિના નિર્મલ જલમા, નિશ્કપણે ન્હાય, સુ૦
જે પતિપદ પ્રેમેથી સેવી, ગુણગંભીર થઇ ગાય, સુ૦
જેના જન્મ વડે યશ વાધે રિદ્ધિસમૃદ્ધિ સુહાય, સુ૦
જેના દર્શનથી દુ:ખ નાસે પાપ સમગ્ર પળાય, સુ૦
જપતપ પૂજન પતિ સેવા, સમજે સુખદ સહાય, સુ૦
પ્રૌઢપણાના નિત્ય પ્રતાપે, ઉજ્વલ કીર્તિ કમાય, સુ૦

## *સ્ત્રી ઉપર જુલમ ન કરવાવિષે

(હું રે જીવું આ સંસારમાં) એ રાગ

જુલમ કદિ નવ કીજીએ અબલા ઉપર લગાર,
રેમ હૃદયવિષ રાખીએ કારણ નિરબળ નાર જુ૦
ઠેગવણી દઇ કેઠવોરે, હાથે ન થશો હેરાન,
ન્મુખ સપાળુ હાથમાં છતા થાય હસવુ ને હાણ, જુ૦
વાંક દેખો અબલાવિષે રે, તેને ભેદ નવ દેશો દોષ,
એ તો દે ! તો માનતાનો જણી કરજો ન રોષ, જુ૦

* સ૦ ૧૯૩૪ ના ... સાગે ઉમર ૧૧

છે નિત્ય આધાર આપનો રે, સુખ-થાવાનો એજ;
કારણવિણ તરછોડવી એથી શું બીજું બેજ ? જુ૦
જ્યારે તમ આનંદમાં રે, એવું દેખે તે આંખ;
ત્યારે તમારી અર્ધાંગના, લાભ લેખશે લાખ; જુ૦
દૈવે દીધી તમ હાથમાં રે, સુખે પાળવા કાજ;
તેને દુઃખી દીલ દેખીને, કેમ આવે ન લાજ ? જુ૦
પરણી આવે ઘેર આપનેરે મેલી માત ને તાત;
આપને માટ બધું તજે, એ થોડી નહિ વાત; જુ૦
જોર નહિ એ જાતમાં રે, નારી નબળી ગણાય;
આપને સુખથી સદા સુખી, એમ જોતાં જણાય; જુ૦
પ્રથમ હાથ લઇ તેમનોરે, પ્રીત બાંધવા માટ;
એજ વિચાર સરી જવા, ખોલો ન મન-કપાટ. જુ૦
વ્હેમ વાલા નવ રાખવો રે, વિનકારણ લેશ;
તેમાં તમે દુઃખ પામશો, તેમ કરતાં વિશેષ; જુ૦
મેળવી એક બીજા તણી રે, પ્રીતિ નિજ મનમાંય;
સંસારનાં સુખ ભોગવો, તો રાજી જગરાય; જુ૦
નશીબજોગે કદિ જો મળી રે, દુઃખકારક નાર;
તોય ન કલેશ જરા કરો, જાણી સઘણું થનાર; જુ૦
કલેશ કરીને કદિ અહો રે, સુખ થાવા જરાય:
પણ તે વિચારી જુઓ તમે, શું એ રીતથી થાય ! જુ૦
લાખો જનોની સામનેરે, રાખી અગ્નિ જમાન;
વેદવચનથકી પરણીયા, થઈ બહુ ગુલતાન; જુ૦
વિશ્વાસઘાત પછી કરો રે, એવી અજમની રીત !
શોધી કયા શાસ્ત્રમાં થકી, ચાલતા વિપરીત ! જુ૦
મૂઢ ન થાઓ માનવી રે, ખોવા સુખડાંની લાણ;
સાંભળો નીતિની રીતને, વદે વેદ પુરાણ; જુ૦
પાષાણ પણ ગળી જાય જો રે, દેખે અનળાનાં દુઃખ;
ન ગળે અરે દિલ આપનાં એ કેવાં મજબુત ? જુ૦
ડર રે રાખો કોઇ દેવનો રે, લેશે સરખો રે ન્યાય;
લાઈ લાગે કૂપ ખોદવો, એથી શુ ફલ થાય ? જુ૦
કોમલ ઝાડને વાળવું, એ છે પ્રથમથી કામ;
તે તો તમારા મનોરથો, પૂરા કરશે તમામ, જુ૦

એવી રીતે બધું સમજને રે, કરી મનમાં વિચાર;
કેળવણી દઇ નારને, થજો સુખ કરનાર; જુ○
દોષ પોતાના પંડનો રે, મન જાણે ન કોય;
અવગુણ અન્યના પેખવા, સહુએ તત્પર હોય; જુ○
નવ ભરમાઓ ભલા તમે રે, શોધો સાચો રે પંથ;
કંકાસ લેશ નહીં કરો, થે નિજ નારિના કંથ; જુ○
સમજણ દેઇ સમજાવશો રે, જો તેના તમે નાથ;
સમજી હૃદય દોષ નિજના, તો તે જોડશે હાથ; જુ○
પ્રાણપતિ સ્વામી માહરા રે, માફી માગું છું આજ;
આ અપરાધ ક્ષમા કરી, રાજી કરો મુજ કાજ; જુ○
એવાં કોમલ વચનોથકી રે, તનમનથી હમેશ;
એવા તમારી બજાવશે, કલેશ કરશે ન લેશ; જુ○
પણ તે પ્હેલું કામ આપનું રે, ખરૂં કરવાણું એક;
તન-મન-ધનથકી કેળવો, આપો અદકો વિવેક; જુ○
શાને હીરો હાથ આવીઓ રે, ખોવા ખાંતથી આપ;
જનમસુધી જે દાસી થઇ, તેને ઉપજાવો તાપ; જુ○
સમજણ હોય જરા મને રે, સમજો સાનમાં એક;
પ્રેમ પરસ્પર બાંધવા, કરજો યત્ન અનેક; જુ○
હાથ લીધો છે તમ્હારો રે, એવું ધરી અભિમાન,
સંસારમાંહી સુખી થવા, આપો તેમને માન, જુ○
નબળી પરે સમજુ થઇ રે, જોર ન કરો જરાય;
નાથ થઈ અવળા થશો, ત્યારે શું તેની થાય? જુ○
આસુ પાડીને બેશી રહે રે બોલે નવ કાંઇ મુખ;
એના બધાં દુઃખ ટાળીને, આપો અનુપમ સુખ; જુ○
બધાયા છો તમે એથકી રે, નવ છૂટયે છૂટાય;
એ મનલભ મન આણીને, કરો દુઃખ જયમ જાય; જુ○
એ છે ખરો ધર્મ આપનો રે, જન્મ લઇ જગમાંય,
એથી જગત્પતિ રીઝશે, શંકા છે ના કાંઈ;
જુલમ કદિ નવ કીજીએ, અબળા ઉપર લગાર:
કારણ નિર્બલ નાર.—જુ○

## વિભાગ ૬ ઠો.

### પરચુરણ કવિતાસંગ્રહ.

વર્ગ ૧-મો

**प्रभातवर्णन**

[ १ ]

राग भैरव

થયો અરુણોદય આ સમજય થયો અરુણો૦
બોલે કીર મયૂર કોકિલા કમલ પ્રફુલ્લિત થાય, થયો૦
ફૂલે ફૂલ પડે ફળ પાકતા, ને મુનિજન વહી જાય થયો૦
મધુર સુગંધ લઈ ગણુગણતા ભ્રમર બહુ હરખાય થયો૦
મંદ સુગંધ સમીર લઈ આવે ભૈરવ રાગ ગવાય, થયો૦
રાત્રિવિકાસી કમલ ઉઘડતા ક્રમથી સહુ કરમાય, થયો૦
કરવા શોક ચકોર લાગિયા ચકવાક હરખાય, થયો૦
તિમિર જાય સંતાઈ ગુફામાં તારક સર્વ લજાય થયો૦
સ્નાન ધ્યાન કરવા કોઈ જાગે ભાવે વેદ ભણાય થયો૦
ઉદ્યોગી જન સહુ ઉદ્યોગે ધર્મ-કર્મમાં ધાય, થયો૦
સચરાચર નિદ્રાને મેલી જાગ્રત થાતું જણાય, થયો૦

---

[ २ ]

राग रामग्री

અધિકપ્રતાપ પ્રભુ તમે જાગો ગજાધિગજ
સાધન સર્વ તૈયાર છે શિવપૂજન કાજ અધિક૦
કમલ પ્રફુલ્લિત થાય છે, મંદ આવે સુગંધ,
ષટ્પદગણ ગુણ ગાય છે આનંદ સતસંગ અધિક૦
થાતો વિયોગ વિચારીને વિના કામે નઠાર
સંયોગથી આનંદમાં ચકવાક કિશોર, અધિક૦

પુષ્પ સમિધને વીણવા, મુનિબાલક દોડે,
સ્નાન સંધ્યા સહુએ કરે, કરી સંકલ્પ કોડે; અધિક૰
શબ્દ સરોવરમા રૂડા, કલહંસ કરે છે,
સ્નાન કરી કેટલાક તો, મુનિજન નીસરે છે, અધિક૰
મેના પોપટ કાબરો, મનહર બોલ બોલે,
પાકેલ તે ફલ ફૂલને, ચોપે ચાંચથી ઠોલે, અધિક૰
વેદ ભણે જે ઋષિજનો, તેના સ્વર સંભળાય;
પોપટ આદિક પક્ષિઓ, તે પ્રમાણેજ ગાય, અધિક૰
ગોદોહનાદિક કામમાં, ઋષિપત્નીઓ લાગ્યા,
ખેડ કરિ જીવનાર તે, ખેતરે જવા લાગ્યાં; અધિક૰
તિમિર ભરાય ગુફાવિષે તેજથી તાપ પામી,
તૃણને કમલના પાનમાં, મોતીડા જાય જાગી, અધિક૰
સચરાચર વિશ્વમા બધે પસરી છે પ્રવૃત્તિ,
દિવસપતિના પ્રભાવથી, થાય નિર્મલ વૃત્તિ, અધિક૰
ઘટ ઘટાવંન વાગિયા, ઉઠો દર્શન આપો,
દીનદયાળ દયાનિધિ, દીનના દુખ કાપો, અધિક૰

---

## વસંતવર્ણન
### કાફી.

વધાવો વ્હાલ ધરીને, આ સુખરૂપ વસંત,
નીરખતા નયને અંતરમા, આનંદ થાય અનંત, વધાવો૰
નવપલ્લવ તરવરમા શોભે, લોભે વિવિધ વિહંગ,
મંદ સુગંધ પવન લઇ પ્રસરે, ઉઠે અતિશય ભૃંગ; વધાવો૰
બાગ રસાળ કુંદ બોલસરી, જાની જુઈ લવિંગ,
કુસુમ કમલના કુંજ અનેકિક, દેખતાં થયએ દિગ, વધાવો૰
શીતલ જલ સંપૂર્ણ સરોવર, તેમા મંદ તરંગ,
તન મન તાપ ટળે દર્શનથી, દિનપતિ પૂરે રંગ, વધાવો૰
સ્રીજન મંગલ ગાય નિરંતર, ઘરઘર આજ ઉમંગ,
અત્તર અબિર ગુલાલ અરગજા, ઉડે વિધવિધ રંગ; વધાવો૰
શુભ આભૂષણ પટુલ પ્હેરી, સર્વ સમારે અંગ,
ખાય પિયે સુખ સંપત માણે, પ્રાપ્તસખાને સંગ, વધાવો૰

છૂટે છે ચોમેર ફુવાગ, વાગે તાલ મૃદંગ ;
ધૂપ દીપ પૂજન અર્ચનનો, કોણ ન લે આનંદ ? વધાવો૦
કેશવ હરિનું રૂપ સકલ છે, તે કહું કેમ અનંગ;
અણસમજુ સોનાને મેલી, બનમા ચોરે બગ; વધાવો૦
ક્ષણભંગુર તન તોપણ સહુએ, સુખની રાખે ખંત;
કહે કેશીવ હરિની માયામા, ક્યા આશાનો અંત ?, વધાવો૦

---

## વર્ષાઋતુનુ વર્ણન
### રાગ–દેશ

વર્ષાઋતુ શી સુખકારી—
પ્રાણીનુ પ્રિય કરનારી રે—–
ચાઢી મેઘ ઘટા આકાશે, નિજ વિસ્તાર વધારી;
પૃથ્વીતલની ઉપર પુષ્કળ, નિર્મળ વરસે વારી; રે વર્ષા૦
ચમકે ચપળા થાય કડાકા, વજ્રપતન ભય ભારી;
જલના કડકડ બિંદુ પડેછે બંધ બધે ધરનારી, રે વર્ષા૦
ટપકે તરુપલ્લવ છત છાજાં, ખૂબ ગળે ભૂ ખારી;
ગરીબ લોકના ઘર ટપકે છે, પથરી જાય પથારી; રે વર્ષા૦
પાંય ફરે છે ઘર પર પાછા, કામ કુશલ પરવારી;
પ્રમદા પતિના ચરણ પખાળે, ઝટ કરમા લઇ ઝારી; રે વર્ષા૦
ભીંજે પશુ પક્ષીને પર્વત, ભીજે ગોખ અટારી;
ડોળા જલ ખળખળ ચાલે છે, નિરખે છે નરનારી; રે વર્ષા૦
સરિતા સ્રોત સરોવર છલકે, સર્વ દિશા શણગારી;
લીલાં તૃણ પલ્લવ ગિરિશિખરોની, શોભા થઇ અતિસારી: રે વર્ષા૦
શીતલ મંદ પવન પૃથ્વી જલ, શીતલ અંગ વિકારી;
ઉના ઉના ખાન પાનની, રોજ રહે તૈયારી, રે વર્ષા૦
ઝુલે ઝુલાખાટ ખટકતી, મનરંજન કરનારી;
ઓઢે શાલ દુશાલા અંગે, પોઢે પ્રિયતમ પ્યારી, રે વર્ષા૦
ભૂખ દુઃખ તાપ રોગાદિક, અહિત બધા હરનારી;
જીવનને દેનાર જગતમા, એજ પરમ ઉપકારી; રે વર્ષા૦
પ્રોષિતપતિકા એક બિચારી, દિન ગાળે દુખિઆરી,
લીલાલહેર બધાને લેખે, ઇશ્વરની ગતિ ન્યારી; રે વર્ષા૦

પશુ પક્ષી બહુ જાય ભરાઇ, જલઝીયડથી હારી;
લાભ હાનિની ચિંતા કરતા, મંદાયમ વેપારી; રે વર્ષા૦
રાગી વૈરાગી જન સર્વે, રીઝે દોષ વિસારી;
બેસે કામ કરી હરિ ભજતાં, ભક્ત અને ભિખારી: રે વર્ષા૦
કોઇ સમય અંબરમાં ઉગે, ઇન્દ્રધનુષ જયકારી;
મોર કરે ટહુકાર મનના રાગ મલાર ઉચારી; રે વર્ષા૦
ખેડુ જાય ખેતરે ખંતે, સાથ બળદ હુંકારી;
અતિ આનંદે રમે બાલકો, મોઈ ડાંડિયે મારી; રે વર્ષા૦
બોલે દર્દુર તમતમ તગગં, રાત ઘણી અંધારી:
~~ધનમરે~~ લોકો વંશ વગાડે, ગીત અનેક ઉચ્ચારી; રે વર્ષા૦
કેશવ હરિએ કરુણા કીધી, ધર્મ હૃદયમાં ધારી;
વર્ણન કરતાં અંત ન આવે, બળિયાની બલિહારી; રે વર્ષા૦

---

## વસંત અને કોકિલા

### ઇન્દ્રવજ્રા.

આ કોકિલા વારવધૂ નિહાળું, ગાયે જુઓ ગાન ઘણું રૂપાળુ
આવ્યા ખરે આજ વસંતરાય, આરામના મ્હેલવિષે જણાય.

### ઉપેન્દ્રવજ્રા.

ભલે રહ્યો પંચમ તુંબરામાં, સતાર ને નૈમજ સુંદરીમાં;
સુણ્યો નથી પંચમ નાદ તેવો, કરે વસંતે કલકંઠ જેવો.

### ઉપજાતિ.

વસંત રૂડો ઋતુરાજ આવ્યો, પુષ્પે લતાવલ્લરીએ વધાવ્યો;
આ કોકિલ ગાયક શુદ્ધ ગાઇ, આપે સહુને શુભ તે વધાઇ

### વંશસ્થ.

વસંતની રાજ્ય સભા ભરાય છે, સમાજની સુંદરતા રચાય છે;
ઉંચે સ્વરે કોકિલ ગાન ગાયછે, સતાર તે કોયલ શબ્દ થાય છે,

## चन्द्रवर्णन

उपजाति

આ ચંદ્રમા ભૂષણ શુભ ભાગ્રુ, નિશારૂપી નારતણૂં રૂપાળું,
એકોટિની આકૃતિ વાહ! સારી, વિધાત્રીએ ઠીક કરી વિચારી

उपेन्द्रवज्रा.

નિશ્ચે નિશા અંગનનો અરીસો, તેજસ્વી આ ચંદ્ર જણાય લીસો,
માનીન્ય ભાસે કંઇ મધ્યભાગે, દોતતણું એ પ્રતિબિંબ લાગે
ગતિરૂપી સ્ત્રીજનનો નિહાળા, આ ચાદલો ચંદ્રતણો કરેલો.
સૌભાગ્યતા દર્શક તે રૂપાળો, લલાડમાં લાયક તે ઠરેલો.

वशस्थ

થયા નિશાનાથ તથાપિ તે ક્ષયી, ભલે રહ્યા શીતલતા વિષે જયી.
જને ઇન્દ્રિઓને વશ રાખતા નથી, તો નિર્જરોના પણ નાશ છે નકી.

उपजाति

જાણે જગન્નાથતણો દડા છે, પિતામહે પ્રેમથકી ઘડયો છે,
દડા કરે ધ્રુવજનો ન્ડાવ્યો, અદ્યાપિ તે હાથવિષે ન આવ્યો

## † प्रेमविषे विचार

दोहरा

દેખે કરી ન રોપને, પ્રથમ થનારો પ્રેમ,
ફૂલ મૂલ લેવે નહીં, ન જુવે સારો નેમ
સદ્ગુણુથી નવ આપડે, સંપ થકી નવ થાય
ક્રોડ ઉપાય કરે કદી, સ્હેલ તથી નવ થાય
પૂર્વ જન્મમાં પુણ્ય ને, અધિક વાસના ઓજ,
આ ઠેકાણે ઓળખો, સંધીકારણ્ તેજ
સ્હેજ વારમાં થાય છે, પ્રીત પરમ પ્રખ્યાત,
એની કો જાણે નહીં, અંતર ઉંડી વાત.

† આ કવિતા સંવત ૧૯૩૨ ના અષાડ વદીમાં લખાએલી પાછળથી અત્રે આવતાં આ ગ્રંથમાં દાખલ કરેલી છે લિ પ્રસિદ્ધ કર્તા

સુખ સન્મિત્રાઇતણુ, સુખ વર્ણવ્યુ ન જાય,
ભૂપર ભોગવનારને, ખરો અનુભવ થાય
પ્રીત પરમ જેને હશે, પરસ્પરે બહુ પેર,
તેને સુખ-સંપત્તિની, સદાય લીલા લ્હેર,
જો નવ જડે જગતવિષે, પુત્ર મિત્ર ને નાર
તો પોતેતા દેહના, જન્મવિષે ધિક્કાર
પ્રીત પ્રેમ ને નેહ એ, સ્નેહ મિત્રતા નામ,
અર્થ એહનો એક છે, નામ જુજવાં આમ

## મરણના શોકસબધી પદ્યો

### માતુમરણસબધી શોક

શુ આ નાટકમાં ધરેલ તુજનો તે વેશ પૂરો થયો ?
કે મારો સુખરૂપ સૂર્ય હમણાથી અસ્ત પામી ગયો ?
મારા ઉપરનુ મમત્વ પણુ તે શુ પ્રાણુસાથે ગયુ ?
શી રીતે સમજાય અતરવિષે હે માત ! આ શુ થયુ ?
આ સસાર અસાર અતરવિષે માની ગઇ શુ મરી ?
કે તારા તનુજોથકી નહિ બની તારી ખરી ચાકરી ?
શ્રીવૈકુંઠથકી વિમાન તમને આવ્યુ અહી તેડવા ?
શુ મેલી સઘળી ઉપાધિ સમજી ચાલી સુખી તુ થવા ?
પાળી પ્રેમવડે હવે પરહરી પોઢી કહે કેમ તુ ?
આ તારા તનુજોતણુ મનવિષે શુ કાંઇ વાંકુ વસ્યુ ?
જ્યારે હે જનની વિયોગ તુજનો આ બાળને બાળશે
માતા તે સમયે પવિત્ર મનથી કે કોણુ સભાળશે ?
સેવા શુદ્ધ મને કરીશ મનમા એવો હતો નિશ્ચય,
સાક્ષાત્ ઇશ્વર પૂજતા જગતમા જામે ન કોનો જય ?
આ પામી પદ આજ ઉત્તમ હવે તુ ભાગ્યશાળી થઇ,
મારા અતરની બધી મનવિષે આશા સમાઇ ગઈ
તારો જે સુખરૂપ જીવ જનની તેતો સ્વધામે ગયો
સેવા જો અમથી થઇ નહિ હવે તો જન્મ મિથ્યા થયો

આ સંસાર વિષે દશા તનુજની થાશે હવે તે ખરી,
તુ તારે સુખ પામજે પ્રભુથી હૈયે ધરીને હરિ,
તુ જાતા જનની સદા સુખ ગયુ પ્રારમ્ભથી આ સમે,
ચારે કોર વિલોકતા મનવિષે કાંઇ મને ના ગમે;
હુ વાળાશ વિચારથી મન કદિ તોએ તમારી વહુ,
ખેદેયુક્ત સદાય કાલ મનમા સંભારી રોશે બહુ,
એવી હત જો બાળકોપર કરી માયા ભરી ભાતથી,
તો સર્વે સુખમા રહેત મનમાં માતા ભની ભાતથી,
મેવા શ્રેષ્ઠ કરી શકાત અમથી એ લાભ ભારે હતો,
ભૂલી જાત સદાયનો જનકનો જે શોક થાતો હતો
તારા આ તનુજોતણી જનનિ તુ સર્વસ્વ સાચુ હતી,
તે હાથેં હરિ ! હાય હાય હમણા તારી થતા આ ગતિ,
ભાવિ ભાગ્યવિષે થનાર સઘળુ સર્વે પરાણે સહે,
ચિંતા લેશ કરીશમા મનવિષે તું ત્યા સુખેથી રહે
આવે દુઃખ અપાર આજ અમને તો ક્લેશ પામીશમા,
તારા અંતરથી સદૈવ કરજે તું એકતા ઇશમા,
સ્વાર્થી સર્વ અમે સદૈવ રડશું તે સ્વાર્થસાર અરે,
દૈવાધીન દશાવિષે જગતમા સંબંધ કે શું કરે ?
માતા આ મુજ ભાગ્યમા ભવવિષે જેવુ હતુ માગણુ,
તેવુ આ ઘરમા સદૈવ સુખમા રેવુ થયુ આપણુ,
જ્યા જા તુ જનની સદૈવ સુખમા ત્યા તુ ક્ષમા રાખજે,
માયા જે મનમા હતી અમપરે તેવી સદા રાખજે
તુ પ્હોચી શુભ ધામમાં વનરડે ને ભક્તિભાવે કરી.
માતા કાંઇ અમે નહિ કરિ કદિ કોડે કરી ચાકરી,
ક્યારે ક્યા મળગુ હવે પ્રભુથી ? એનો નહિ નિશ્ચય,
હા હા નિર્દય દૈવ આમ અમથો શાને બને નિર્દય.
આ સંસાર અસાર ધાર ન મળે શુ શોક તેમાં કરૂ ?
ભાવિ ભાગ્યવિષે થનાર સમજી હુ ચિંત વાના કરૂ,
દેહે આજ થઈ અદૃશ્ય પણ તુ ચિત્તે રહે નિશ્ચલ,
આ તારા તનથી તજી જનનિ તું છુપી ન જાતી પલ,

માતા તાત પતિ પુત્ર સઘળુ અન્તે વૃથા થાયછે,
અજ્ઞાને અમયા જનો મનવિષે અત્યંત પીડાય છે,
ત્યારે અંતર રામ નામ ભજને શું શોક ઠાલો કરે ?
સાચો ઇશ્વર એક અન્ય સઘળું છે સાવ ખોટું ખરે
તત્વોનું તન આ અહર્નિશ અહો જન્મે મરે તે જુવો,
આત્મા એક અખંડ જન્મ ન ધરે તે કેમ ક્યાંથી મુવો
ખોટા ખેલવિષે ખરાબ થઇ શું આયુષ્ય ખાલે ખુવો ?
ગાલે આપણુંનું ન જે વિષયમાં તેમાં વૃથા શું રૂવો ?

---

## पत्नीना मरण प्रसंगे लखाएलुं पद्य.

वसन्ततिलका

ક્યાં સાભળું સરસ સદ્ગુણરૂપ વાણી ?
ખૂટી બધી કહણુ કેશવની કમાણી.
વિદ્યાવિનોદ રખડ્યો પણ સર્વ આમ
રૂઠ્યા જગત્પતિ ચરાચરરૂપ રામ.
શો દીનના ચતુરતામય સુરત્નભાર,
આવા અકાળ મરણે સહુનો અભાવ
શું પ્રીતિ રીતિ પણ અદ્ભુત કાંઈ તેવી,
જોવા નથી જગતમાં હરિ હાય જેવી

शार्दूल

એવી કામ સમસ્ત મોહમયીનું આવ્યો ઉમંગે ફરી
માણું જો ન થવાય તો કદિ હવે જાવું નથી ત્યાં ફરી;
પ્હોચ્યો પાસ અને વિશેષ વધતો વ્યાધિ થયો અંગમાં,
તેમાં આખર અંત ચૌદ દિવસે આવ્યો મમોત્સગમાં,
આમાથી હમણાં મરી સુખ તને એવું હતો જાણતો,
ત્યાં તારા નનમાહીથી પરભણું પોઠી ગયા પ્રાણ તો,
હું મારા મનના વિચાર સઘળા કોને જઇને કહું ?
આ સંસારવિષે અરે રખડતો શી રીતથી હું રહું ?
આ તારા ધનધામનો મનગમ્યો એવી કમ આદર,
ત્યાગીને રિપુનિને પણ તજ્યા આપી જતા આખર.

નેહ્યુ તે જગદીશમાં મન હવે તુ ભાગ્યશાળી થઇ,
મારી તો મનની બધી મનવિષે આશા સમાઈ ગઇ
બેઠી જો હત પાચ વર્ષ ભર તુ માતાં પિતા ખાટલે
માની લેત સમસ્ત હુ સુખ ખરૂ તો બુદ્ધિ ફેરે બલે,
દેખાડી પણુ દેત આ જગતમાં સદ્ધર્મનો દાખલો,
તૂટે આશ પછી અરે નરહરિ ! ક્યાંથી મળે થાભલો !
સ્વર્ગે પુત્ર જઈ વસ્યો પ્રથમથી હેને ગમ્યુ બેટવુ ?
શુ લાગ્યુ સુખરૂપ સેવન સતી માતાપિતાનુ થવુ ?
ત્યા હ્હારૂ મળવુ સમગ્ર જનને સતોષવાળુ થયુ,
મારૂ જે સુખ સર્વ આ જગતમા તે તો લૂટાઇ ગયુ
ધર્મોના ઉપદેશની વિવિધ જે વાતો વિચારી હતી,
એ વાતો વચમાં રહી રખડતી હ્હારી થતા આ ગતિ,
જન્મીને જનજાતિમા વિધિવડે આયુષ્ય એળે ગયુ,
ચિન્તા લેશ કરીશ મા મનવિષે થાવુ હતુ તે થયુ
લેણુદેવી લલાટમા પ્રથમથી જેવી લખાણી સખિ !
તેવાં આપણુ બેય બાલપણુથી દુખી થયાં કે સુખી
ભારે આ ભવસાગરે રખડતા રાખ્યો મને એકલો,
મારી મોર મરી ગઇ, મનવિષે સતોષ છે એટલો
પાળ્યુ છે મનમાહિંથી પરમ મે જે એક પત્નીવ્રત,
જાયા જો હત જીવતી જગતમા તો તો ખરૂ શોભત
પ્હોચે છે પરલોકમા પ્રણુયથી જે આપીએ પ્રેતને,
તો વૈરાગ્યવડે વિલાપ મનથા ત્યા મોકલુ છુ તને
મોઘી મૂલ કરી શકાય ન મ્હુ શુ હુ વધારે કહુ,
નિશ્વાસે નયનો ભરી હૃદયમા હા ! હુ વિચારી રહુ,
રે રે નિર્દય દેવ ! આમ સહુને શુ દુઃખ દીધા કરે ?
શુ સર્વે જનના ચિનાનયથી નિશ્વાસ લીધા કરે ?
શુ સંસાર અસાર જોઇ નક્કરે સ્વર્ગે જવુ સાભર્યુ ?
મારે કાજ નિવાસના સ્થળવિષે ત્યા તે સખિ શુ ક્યુ ?
તુ તારા મનથી તરી પણ હવે આ અગને તારજે.
જ્યાસુધી ન મળુ તને પ્રણુયથી ત્યાસુધિ સભારજે

નેકે લાજ ઘટે ન તે થકી હવે દેવાય સબોધન,
આ સસારવિશે વિચાર કરતા તુ તો અમારૂ ધન,
વૈરાગે મન હોય તોપણુ કદિ ભૂલ્યો નહી ભામિની,
ધર્માર્થે સુખરૂપ એક મુજને તુ તો હતી કામની
પુત્રીને તુજની પ્રતિકૃતિ ગણી પાળીશ પ્રેમે કરી,
એની આ ભવમાં હવે પ્રતિદિને થાશે દશા તે ખરી
ધાર્યુ આપણુ ન થાય પલમાં સૌની દશા પાટલે,
જોને આપણુની દશા હરિ હવે આવી ગઇ આટલે
પાળ્યો તે નિજધર્મ મર્મ સમજી ચાલી વિચારે કરી,
તેથી તુ શુભ ધામમાં વહી ગઇ એવી ખરી ખાતરી,
મારો ધર્મ અને વિચાર સઘળો તો ધૂળધાણી થયો,
હીરો હાથ ચડેન તે નરહરિ હા હાય જાતો રહ્યો
પીડાતી બહુ તુ હતી પરવશે તારૂ હતુ તે તન
સકોચ્યુ નહિ તોય કોઇ વિધરે હુથી કદી તે મન,
દુખી તુ બહુ દુખથી પણુ અરે આયુષ્ય ઓછે ગઇ,
રીબાઇ બહુ રોગથી પ્રતિદિને એ વાત ભારે થઈ
મારો ઇન્દ્રિયવર્ગ આ તનવિશે એ એમનો એમ છે,
બુદ્ધિ પ્રાણુ વિચાર, શકિત, મમતા તે તેમનાં તેમ છે,
સારૂ કામ, સહાય, પિડ પણુ આ સબધ તે તેજ છે,
જાતા એકજ અગ હા નરહરિ તે સર્વ નિસ્તેજ છે
જ્ઞાનીમા નહિ હુ અને પ્રથમથી અજ્ઞાનિઓમા નહી,
આ સસારથકી બહાર નહિ ને સસારમાહી નહી
આથી જેમ થવુ ઘટે મનવિશે તેવુ થયે જાય છે,
જાણી હુ ન શકુ જરાય જુગતે જે અતરે થાય છે
કાતો સિદ્ધ દશા શરીર મનમા અદ્ભૂત આવી હત,
કા પામ્યો હત મૂર્ખતા મનવિશે તો શોક શાનો હત
લોકોના કરતા વિચિત્ર મુજનો છે પથ ન્યારો નકી,
સર્વે વાત વિચારતા મનવિશે ચિતા થવાની વકી
દીધુ છે બહુ દુખ હે નરહરે એ જીવને તે ઘણુ,
તેમા કારણુરૂપ છેવટ વિધાતા કર્મને હુ ગણુ,
માગુ છુ પણુ હે હવે નરહરે ત્યા તો સુખી રાખજે
તેના તે તનથી થએલ સઘળા જે વાક તે સાખજે

જોયો સાર અસાર આ જગતનો શું શોક તેમાં કરૂં ?
વૈરાગ્યે મનને અહર્નિશ સખિ હું રોજ વાળ્યા કરૂં,
દ્રષ્ટિથી ગઈ દૂર જેમ મનમાંથી તેમ નાશી જજો,
રે'વું હોય કદાપિ જ્હાવિ મનમાં તો એક રૂપે યજો.
જન્મે તે સહુ જાય છે જગતમાં હુ શોક શાને કરૂં !
ભાવિભાગ્યથી થનાર ન મટે દુઃખ વેથી શું કરૂં !
પહોંચાયું નહિ પૂર્ણ જે વિષયમાં સંતાપ તેનો થશે,
તે સંતાપ વિચારથી વિચરતાં રે કોઇ કાલે જશે
કોનાં પુત્ર કલત્ર કોઈ ન મળે છે ધુળના બાચકા,
અજ્ઞાની જન હોય તે જગતના ખોટા ખમે આચકા;
અને ઇશ્વર એક તે વગર આ મિથ્યા બધું જાણવું,
ચાલે જ્યાં ન જરાય ત્યાં હૃદય શું ઓછું મને આણવું ?
થાશે કેમ કલત્ર પુત્ર સહુનું એવી ઉપાધિ ટળી
બીજી વાત વિસારી બુદ્ધિ બમણી વૈરાગ્ય કોરે વળી,
સબંધી જનની ઉપાધિ સઘળી સંબંધિઓ રાખશે,
તેના તે સુખ દુખ સર્વ મનમાં સંબંધિઓ સાંખશે,
તૂટ્યું બંધન આજ આ જબર જે ભારે હતું આ ભવે,
થાશે આત્મવિચાર એક મનથી હા હાશ હેતે હવે;
દેજો ઇશ્વર ભક્તિભાવ મુજને બીજું નથી માગતો,
ઉંઘ્યો હું બહુ હે હવે નરહરે તું રાખજે જાગતો
આ એકાદશ ઇન્દ્રિઓ અવયવો ને સ્થૂલ જે દેહ છે,
ન્યારો તે જડવર્ગથી સતત હું શો અન્ય સંદેહ છે,
હું તો શુદ્ધ સદૈવ એક રસ છું ને નિર્વિકારી અરે,
ત્યારે આ તનના વિકાર સઘળા કોને મને શું કરે ?
આત્મા એક અખંડ આ જગતમાં જે જીવરૂપે રહે,
તેને સર્વ વિકારવાન મુખથી અજ્ઞાન લોકો કહે:
આવ્યું કોઇ નથી ગયું પણ નથી જે જેમનું તેમ છે.
જ્યાં એક અભિન્ન ચેતન અહો તે તેમનુ તેમ છે

(૨)

( ઓધવજી સંદેશો કહજો શ્યામને )—એ રાગ
કેવો કોપ થયો આ કપટી કાલનો ?
એ બોલ્યાનો સમય ન આજ લગાર જો,

તુ જતા હુ છુ પણ હાય હવે નથી,
શાને ઇશ્વર આપ્યો આ અવતાર જો ! કેવો૦
અદ્‌ગુણ તુ મા બાલપણાથી શોભતા,
હૃદયથકી શી રીતે વિસરે આજજો,
તુથી કાંઈ બની નહી તારી ચાકરી,
પરવશતાનો કાદુ શુ તેમા વાક જો, કેવો૦
આતે કેની માયા ઇશ્વરની અરે ?
જેનો પાર પમાય ન હોય લગાર જો
મોગ મોટા મોહવિષે બુડી મુવા
મારા જેવાનો સારે શો ભાર જો, કેવો૦
શુ ઉપકારક ભગિનીને ભેળુ થવા,
૮ લેવા નિજ તનયનણી સભાળજો,
માતા નાતણી સેવા કરવી ગમી
એથી શુ એની ચાલી તત્કાળ જો કેવો૦
' ગાગી માદી મા કયા છે લાવો ગને-
ક ાગ તેડી જાશો તેની પાસ જો ? '
વ્હારી પુત્રી એવા ઓછા વેણથી,
દેખુ નજરે થાતા નિત્ય ઉદાસ જો, કેવો૦
રાજી એને પણ શી રીતે રાખવી ?
શી રીતે તરવો સસાર અસાર જો ?
જ્ઞાનથયા વિપરીત વિચારો છે બધા,
એથી પણ અતરમાં વાગે માર જો, કેવો૦
સમજણ વધતા દુખ હૃદયમા થાય છે
જ્ઞાન વિચાર વળી વયમા વિપરીત જો,
મોટા છોટા એમ મરણ પામી ગયા,
એવી અદ્‌ભુત હોય જગતની રીત જો, કેવો૦
માતપિતા કરતા તુ કાઇ વધુ નથી,
પણ તારાથી જે જે ધર્મ પળાય જો, •
તે તે ધર્મ હવે શી રીતે પાળશા,
પ્રેમ પરસ્પરનો પણ મિથ્યા થાય જો, કેવો૦

શું શોક કરું જન્મે તે સહુ જાય છે,
સરખા સઘળા શું રાજા શું રાંક જો;
આ સંસાર અસાર હૃદયમાં જાણતાં,
કોનો લેખું લિખિત વિધાયમાં વાંક જો; કેવો૦
મમતા ને સમજણથી મારું થાય છે,
કોનાં પુત્ર કલત્ર અને ધન ધામ જો;
ધુમાડાના અંત સઘળા બાચકા,
તન યૌવન પણ કાંઇ ન આવે કામ જો; કેવો૦
કોઈ નથી મરતું ને જન્મ ન કોઇનો,
આપણના અંતરનો એ છે ભેદ જો;
પરિચય ને અજ્ઞાને પ્રાણીમાત્રને,
મનનું માન્યું જગત કરે છે કેદ જો; કેવો૦

---

## શાસ્ત્રીજી શંકરલાલના પુત્ર મૂળશંકરના મૃત્યુવિષે.

શાર્દૂલવિક્રીડિત.

શાણા સદ્ગુરુ પુત્ર તું નયનથી ક્યાં દૂર નાશી ગયો !
લોભાવી અમને કરી રખડતાં ક્યાંનો નિવાસી થયો !
શું તારું વય શા વિચાર મનના શો લાભ લીધો હજી,
આ સંસાર અસારમાં સુજનને ચાલ્યો ગયો તું તજી.
વિદ્યાભ્યાસવિષે રહી સુજનની સાથે ન પુરો રમ્યો,
એવો બાલકવિ પ્રભાકર અરે તું ઉગતાં આથમ્યો;
પૂરા પૂજન પાઠ મંત્ર જપ તે સર્વે ગયું ફોકટ,
વૈદ્યોના ઉપચાર તે પણ બધા મિથ્યા થયા છેવટ.
વિદ્યાભ્યાસ અપૂર્ણ પૂર્ણ કરવા કયાં એકીલો તું ગયો,
મેલી સર્વ મમત્વ આ જગતનું ક્યાંનો પરોણો થયો;
આશા અંતરમાં હતી અધિક તે ઉડી ગઇ અંબરે,
તારો આજ વિયોગ અગ્નિ સરખો અત્યંત બાળ્યાં કરે.
તારી સુંદર આકૃતિ પ્રથમની પેઠે તરે આગળ;
તારા [illegible] [illegible] [illegible] [illegible] [illegible] નથી પાઘડી;
તું જાણે લઇ પુસ્તકો કરવિષે વિદ્યાલયે જાય છે,
એવું એ સઘળું અરે હૃદયમાં પ્રત્યક્ષ દેખાય છે.

અંતે સ્વપ્નસમાન દર્શન બધું હાર્યાં અમે હાય રે.
હીરો હાથ ચડેલ દૈવગતિથી પાછો વહ્યો જાય રે;
જ્યાં હો ત્યાં સુખ પામજે પરમ તું હે સત્પતિના ધન!
આ જંજાલ વિષે હવે જગતની રાખીશમાં તું મન
તારો આમ વિયોગ પૂજ્ય જનને સ્વપ્ને ન થાવો ઘટે,
થાવાનું વિપરીત તે જગતમાં ક્યાં કોઈનાથી મટે;
અંધારું પ્રભુનેય ઘેર પણ તે દુર્ભાગ્યની વાત છે,
કાચી કોમળ કેળની પર અરે આ વજ્રનો પાત છે,
તું મોટો મરનાર અન્ય સઘળાં નાનાં હવે લેખવાં,
દુર્દૈવે ભયરૂપ સંકટ બધાં આ દ્રષ્ટિએ દેખવા;
કાચું કોમલ વૃક્ષ કાલગજને કોપે કપાઈ ગયું,
તેજસ્વી કુલદીપ આજ ઠરતાં અત્યંત માઠું થયું!
રે રે દુષ્ટ કરાલ કાલ કપટી શું આ થયો નિર્દય?
કાચા કોમલ ફૂલનો પલકમા કીધો અકાલે લય?
એના ભોગવનાર ભૃંગજનની શોકે દશા શી થશે,
તે તુ નિષ્ઠુર કેમ આ જગતમાં જન્મ્યાવિના જાણશે?
એની રાંક ગરીબ એક અબલા સામું ન જોયું હર,
એનાં માત પિતાતણાં ભજનને શું વિસર્યા શંકર;
ભોળા દીનદયાળ આજ અમને દિઙ્મૂઢ આપે કર્યાં,
અંતે બુદ્ધિ વિચાર ને બલ બધાં હા સર્વ વાતે હર્યાં,
રેવા બ્હેન મરી ગઇ પ્રથમ તું તે ભાગ્યશાલી ખરે,
કે જોવુ ન પડ્યું તને જગતમાં આ પુત્રિનુ દુઃખ રે,
તુ જાણીશ હશે ખરે સુખવિષે મારી ભલી દીકરી.
દુર્દૈવે હતભાગ્યથી હરિ દશા આ કાલમાં શી કરી,
સ્નેહેથી મમતાવડે મનવિષે સંતાપ માતો નથી;
મિથ્યા સર્વ જણાય તોપણુ અરે આ ખેદ જાતો નથી;
નિત્યાનિત્ય વિવેકથી નિરખતા નિઃસાર સંસાર છે,
દૈવાધીન દશાવિશે જગત છે શો શોકમા સાર છે

દોહરા

વાત વિસારે પાડવી, બીજો નથી ઉપાય,
ધૂમાડાના બાચકા ભરવાથી શુ થાય?

ભાવિ ભવે મટતુ નથી, અનુભવની છે વાત,
સમર્થ પણ નહી તો પછી, શામાટે પસ્તાત ?
જન્મ-મરણ યશ અપયશો, છે વિધિને આધીન,
સહન બધુ કરવુ પડે, પણ ન થવુ તલ્લીન
જગત નાટ્યશાળા જુવો, પાત્રવર્ગ છે લોક,
વેશ બધાય ભજાવવા, ત્યા શુ કરીએ શોક !
કેશાન હરિને હાથ છે, હર્ષશોકનો ખેલ,
વિનય વિવેક વિચારથી, મન ચિંતાને મેલ

## વિશ્વનાથશાસ્ત્રી માંડવીવાળાના મરણપ્રસંગે

શાર્દૂલવિક્રિડિત

સૌજન્યાર્જવ સિંધુ સદ્ગુણ ઘણા જેમાં હતા શોભતા,
સાચા વસ્તુવિચારથી સતત જે આનંદ લેતા હતા
પોતે નિત્ય પરોપકાર મનમા કર્તવ્ય હેતુ ગણી
વિદ્યાસાગર વિશ્વનાથ નૃમણિ ખોયો ખરે આપણે
પૂર્ણબ્રહ્મ વિચારમા પ્રથમથી જે પ્રીતિવાળા હતા
સંસાર-વ્યવહારમા પ્રથમથી જે નીતિવાળા હતા,
પામ્યા આદર દેશકાલ સમજી જે દેહને ડાપણે,
જાતા એ નરરત્ન અંતર તણી પાણી પડે પાપણે,
પ્રેમી પૂર્ણ પવિત્ર મિત્ર સહુના નેહી વિદેહી વડા,
જેના સદ્ગુણ સર્વ એક મનથી લોકો વખાણે ઘણા,
તેનો હાય વિયોગ આજ વશમો આ તો અકાળે અરે
કર્માધીન બધાં જનો જગતમાં ત્યારે કહો શુ કરે

### ઉપજાતિ

વિચિત્રતા વિશ્વવિષે નિહાળુ, ભવે બધુ ભૂલ ભરેલ ભાળુ,
ન બોલવાનો અવકાશ લેશ બન્યો નવો નાટકખેલ બેશ

## ચર્પટપઞ્જરિકાનુ ભાષાન્તર

હરિગીત

ગોવિંદને ગોવિંદને ગોવિંદને ભજ મૂઢ રે,
આ શુ કહી તુજ મરણ તો ડુક્રુન્ નહી રક્ષા કરે

કર્તવ્ય કેમ વિસાર તું પલની ખબર પડશે નહીં,
મોઘો સમય સમજ્યાવિના સુખ લેશ પણ જડશે નહીં;
ભજ ભજ ભલા ગોવિંદને આ કાલ મિથ્યા જાય છે,
આવે અચાનક મોત તો ભણતરવડે શું થાય છે? ગોવિંદને•
રાચી રહે છે રમતમાં બાલક અવસ્થા જ્યાંસુધી,
તરુણીવિષે નાશી રહે તું તરણ રે'છે, ત્યાંસુધી;
ઘડપણવિષે ઘેરાય પણ ચિંતા સદૈવ કર્યા કરે,
પણ કોઇપણ ભગવાન પરમ બ્રહ્મને ન મને ધરે. ગોવિંદને•
માથે પળી આવી પહોંચ્યાં અંગ અરર ગળી ગયું,
તેમાં વળી મુખ મૂર્ખ તારૂં દાંતવગર મળી ગયું;
ઘડપણવડે તું લાકડીનો ઓથ આપે અંગને,
તોપણ અરે તૃષ્ણાતણા તું તજ ન કેમ તરંગને. ગોવિંદને•
ફરી ફરી જનમ ધરવો પડેછે મરણ થાય ફરી ફરી,
ફરી ફરી જનેતાના જઠરમાં શયન થાય અરે હરિ!
નિસ્સાર આ સંસાર પારાવાર દુસ્તર માંહિથી,
લાવી દયા અંતરવિષે ઉદ્ધાર કરજો આંહીથી ગોવિંદને•
દિન રાત સાંજ સવાર વારંવાર વીતી જાયછે,
હેમંત. શિશિર વસંતનાં આવાગમન પણ થાય છે;
ક્રીડા કરેછે કાળ આયુષ નિત્ય ઓછું થાયછે,
તોપણ અરે આસા પવનમાં તું તણાતો જાય છે. ગોવિંદને•
માથે જટા કે સાવ મુંડન કેશ લુંચન પણ કરે,
ભગવો બનાવી ભેખ વિવિધ પ્રકારના વેશો ધરે;
આંખો છતાં દેખે નહીં આ અંધ એવો લોક છે,
બહુ રૂપ રાખે પેટમાટે એજ અમને શોક છે. ગોવિંદને•
વય વીતતાં તો નામ કામવિકારનું ન રહે નકી,
કાસાર કોઈ કહે ન જાય સુકાઈ જાતાં તે થકી;
નિર્ધન થયા તો તો પછી પરિવાર કોનો છે અહીં?
જાણ્યું જરૂર જો તત્ત્વ તો સંસાર સાગર છે નહીં. ગોવિંદને•
આગળ બળે છે અગ્નિ પાછળ સૂર્યનો તડકો પડે,
ટાઢે વળેછે ટુંટિઆં રાને ન ઓઢણ પણ જડે;
જમવા ન ઠામ મળે અને સુવું સદા તરુને તળે

તો પણ ન છોડો છેક આશાપાશ આપણને પળે. ગોવિંદનેo
જાતે સમર્થ રહીશ તું ધન લાવવામાં જ્યાંસુધી
પરિવાર પણ તારો અરે અનુરક્ત રે'શે ત્યાંસુધી,
તન શિથિલ સાવ થઇ જશે ઘડપણવડે ઘેરાઇને
ઘરમાં પછી તો કોઈ પણ નહિ ભાવ પૂછે ભાઇને; ગોવિંદનેo
કંથા કરી તેં ગોવટાનાં ચીથરાં ભેળા કરી,
શું પુણ્ય કે શું પાપની પણ વાટ તે કીધી પરી;
તે તુ નથી ને હું નથી ને લોક પણ આ છે નહી,
છે આમ તેમ જના વૃથા તુ શોક કેમ તજે નહીં ? ગોવિંદનેo
કરનાર મિથ્યા મોહનો આવેશ જે સહુ કોઇને,
એવાં અરે નારીતણા સ્તન જઘન નયને જોઇને;
એ અવયવો તો માસ મજ્જાના બનેલ વિકાર છે,
મનમાંહી વારંવાર એમ વિચાર કર તે સાર છે. ગોવિંદનેo
ગાવાં મુખે ગીતા, ગમાર ! હજાર હરિના નામને,
ધરવા સદા અંતર વિષે લક્ષ્મીરમણ નિજ રામને,
મેલી મનોરથ સર્વ મનને વાળવું સંતોષમાં,
દેવું દયાથી દીનને ધન આદિ દાન ઉમંગમા ગોવિંદનેo
ભગવાનના ગુણ રૂપ ગિતા નિત્ય ગાય લગાર જે,
ગંભીર ગંગાજલ જરા પ્રણયે થકી પીનાર જે;
નિજ આત્મરૂપ મુરારિની સેવા કરે સુખરૂપ જે
એના વિષે યમરાજને અવળો ન અંકુર ઉપજે. ગોવિંદનેo
આ કાલમા હુ કોણ ને તુ કોણ આવ્યો કયા થકી ?
મારા અરે માતા પિતા છે કોણ કયા જાવુ નહી ?
એવી દઈ સોણાસમાન સદૈવ સર્વ વિચારને,
એ રીતથી તુ જાણ સર્વ અસાર આ સંસારને ગોવિંદનેo
વસવું સદા સુખરૂપ ગંગા તીરના તરવર તળે,
સુવું ધરાપર પ્હેરવા મૃગચર્મ મન ગમતા મળે;
તજવા પરિગ્રહભોગ સુખ વૈરાગ્યથી મનડું મરે,
એવી સ્થિતિ પ્રતિદિવસ અંતરમા ન સુખ કોને કરે ગોવિંદનેo
ક્યાં કોણ તારી કામની ને કોણ તારો પુત્ર છે ?
સંસારના સંબંધની વાતો વિગો વિચિત્ર છે,

કોનો અને તું કોણ આવ્યો ક્યાં થકી નર ટેકથી.
એ તત્વનો સુવિચાર કર મનમાહિ ભાઇ વિવેકથી. ગોવિંદને॰

### नीतिसंबंधी परस्पुरण श्लोकोनुं भावान्तर.

आशिर्वाद — मंगलाचरण

शार्दूल.

મૂકયે દાઢવિષે રહેલિ વસુધા તે કયાહિ નાથી જશે,
રોકયે કુક્ષિવિષે જગત્રય વળી તે ક્ષોભને પામશે;
એવા તર્કવડે બહુ મતિ મુંઝાવાથી ગજે લોટતા,
શ્વાસો તે તમને વરાહવપુના રક્ષા કરો સર્વદા

### भावण शु?

हरिगीत.

અ'વર્યનુ ભૂષણ સુજનતા વસ્ય વાણી શૌર્યનું,
ઉપશમ જ્ઞાનનું વિનય શ્રુતનું દાન પાત્રે દ્રવ્યનું;
અક્રોધ તપનું ક્ષમા પ્રભનું નિષ્કપટતા ધર્મનું,
પણ આ પરમ કારણ અને ભૂષણ શિયલ છે સર્વનું.

### सत्संगतिविषे.

हरिगीत

કુમતિ કરે છે દૂર મન નિર્મલ કરે સંસારમાં,
પૂર્વે કરેલાં પાપને પી જાર છે પલવારમાં;
આ ભૂતપ્રાણીમાત્રમાં કરુણા કરાવે છે અતિ,
કોને કહો કલ્યાણ શું કરતી નથી સત્સંગતિ ?

### आत्मघातक कोण ?

अनुष्टुप.

પામી ઉત્તમ જે જન્મ, સર્વાંગે પૂર્ણ હોય જે;
ન બજાવે નિજનું શ્રેય, આત્મઘાતક છેજ તે.

## एकमां बीजानो अन्तर्भाव

मनहर

લોભ હોય તો અધિક દુર્ગુણ યકિ શુ છે ?
પાતકથી શુ વધારે પિશુનતા હોય તો !
સત્ય હોય તો પછીથી તપથી અધિક શુ છે ?
તીર્થવડે શુ અધિક શુદ્ધ મન હોય તો ?
સુજનતા હોય તો શુ ગુણથી અધિક વળી ?
શુ આભૂષણોથી વળી સુમહિમા હોય તો ?
સારી વિદ્યા હોય તો અધિક શુ છે ધનવડે ?
મોતથકી શુ અધિક અપયશ હોય તો ?

## जन्मस्थानथी नहीं पण गुणथीज प्रसिद्धि थायछ

કીડાથી કૌશેય તેમ પથ્થરથી સેતુ થાય,
પ્રોખડ ગાયનો રોમથકી સભળાય છે,
કાદવથકી કમલ ઉદધિથકી શશાંક
નીન મલો તો વળી ગોમયથી થાય છે,
કાષ્ઠથી અનલમણિ નાગની ફણાથી થાય,
ગોરોચન ગાયતણા પિત્તથી કરાય છે,
જનમથકી ન કદિ વખણાય સુજ્ઞજનો
નિજગુણના ઉદયથી પ્રસિદ્ધ થાય છે

## शुद्ध कोण ?

उपजाति

માટીથી અંતર શુદ્ધ જેવુ, સદ્ભાવણોથી મુખ શુદ્ધ જેવુ,
બ્રહ્મચર્યાદિથી શુદ્ધ કામ, ગંગાવિના તે નર શુદ્ધ ધામ

## उदयास्त

आर्या

માપે ન ઋક્ષ ઉગે, ક્ષીણચંદ્ર પણ વળી વધે લોકે,
સતો એમ વિચારી તપે ન આ લોકમાં શોકે,

### સાધુતાનો સ્વભાવ

અનુષ્ટુપ

દયા કરે સાધુજનો નિર્ગુણી પ્રાણીની પર,
ન ચોરે ચંદ્રની ચંદ્ર હોય ચાંડાલનું ઘર

### સંગ્રહ કરવાવિષે

અનુષ્ટુપ

પરલોકવિષે થાવા, સહાય અહીંથી જતાં
સર્વ ભૂતપ્રાણિઓને કોઇ રીતે ન પીડના,
થોડે થોડે મૃતિકાનો, કીડીઓ રાફડો કરે,
તેવીજ રીતિથી ધર્મ, ધીરે ધીરેજ સંઘરે

### સાધુ પુરુષોના સ્વભાવ.

અનુષ્ટુપ

ચિત્તમાં હોય તે બોલે બોલે તેવી ક્રિયા કરે,
ચિત્ત વાણી ક્રિયામાંહી, સાધુઓ સમતા ધરે.

### પરોપકારી સત્પુરુષોનો સ્વભાવ

ઉપેન્દ્રવજ્રા

ફુલે ફળ્યા વૃક્ષ નમી રહે ખરે નવાંબુથી મેઘ નમ્રતા ધરે
ન ગર્વ લે સત્પુરુષો સમૃદ્ધિનો સ્વભાવ છે એજ પરોપકારિનો

### મનુષ્યપશુ

૧

ઉપજાતિ

જેમાં ન વિદ્યા તપ ને ન દાન, ના સદ્‌ગુણોશીય ન ધર્મ જ્ઞાન,
તે પૃથ્વીને કેવળ ભાર દેછે, મનુષ્યરૂપે પશુઓ ફરેછે,

૨

ઇન્દ્રવજ્રા

સાહિત્ય સંગીત કળાવિહીન સક્ષાત્પશુ પુચ્છવિષાણહીન
જીવે ન ખાએ પ્રિય ઘાસ તે તે પશુનશુ એ શુભ ભાગ્ય છે જો

## मेघने विनति

अनुष्टुप

આધારછો બપૈયાનો, નથી તે શું જાણતું ?
અમારા દીન વાક્યોની વાટ જો કેમ મેઘ તું ?

## बुद्धिमाननी बे स्थिति

अनुष्टुप

પુષ્પના વૃન્દની પેઠે બે સ્થિતિ બુદ્ધિમાનની
સર્વ લોક તણે માથે રહે કાં વિખરે વને

## शान्त कोण ?

યૌવને શાન્ત તે શાન્ત, એવી છે મુજની મતિ
સર્વ ધાતુક્ષય થયે કોણ, શાન્ત થતું નથી ?

## एकमां बीजानी श्रेष्ठतानो अन्तर्भाव

गीति

ક્ષાંતિ સમાન નથી તપ, તૃપ્તિતુલ્ય સુખ પરમ નથી અન્ય,
તૃષ્ણાદિથી નહીં બીજો રોગ દયાથી નથી ધર્મ અન્ય.

## संयमविधि

अनुष्टुप

રહે વિનયમાં જેને, મનવાણી નિરંતર,
તપ ત્યાગ અને સત્ય, પામે પરમ તે નર

## सर्व वस्तु योग्यताथी शोभे

अनुष्टुप

શોભે વિદ્યાવડે વિપ્રો, ક્ષત્રિયો વિજયશ્રીથી,
શ્રી શોભે પાત્રને આપ્યે, નારી કુલિન લાજથી

## संतोष तेमज असंतोष शेमां शेमां जोईए.

अनुष्टुप.

સ્વદારે ભોજને દ્રવ્યે, સંતોષ ત્રણમાં કરો,
તપે અધ્યયને દાને, એ ત્રણે ન કદિ કરો.

### ધર્મના આઠ સ્વરૂપ

ઇજ્યા પઠન ને દાન, ધૈર્ય સત્ય તપ ક્ષમા;
અલોભ એ પ્રકારે આ, ધર્મ આઠ પ્રકારનો

### મંગળવાણી

શાલિની

અર્થો આપે દ્રવ્યને જે વધારે, કીર્તિ આપે પાપને જે નિવારે,
એવી ધેનુ ને વળી સત્ય વાણી, તેને ધીરા માનૃ કે' મંગળોની

### अन्योक्ति

वसततिलका

છે સર્વ ગંધ થકી શુદ્ધ સુગંધ એવો,
કસ્તુરિ ગર્વ મનમાં ન જરાય લેવો,
સંતાપ તોય ગિરિકંદરમાંહિ મારે,
તું તાહરા જનકને નિજ ગંધ સારે.

### प्रासंगिक उद्गार

आर्या

સ્ત્રી સ્વાધીન છતાં પણ લંપટ પરનારીમાં નીચ થાએ,
ભર્યું તળાવ છતે પણ કાક કુંભનું પાણી પીએ

### संपूर्ति

दोहरा

માનવ જાણે હું કરૂં કરતવ બીજો કોય,
આરંભ્યું અધવચ રહે, હરિ કરે સો હોય
લાખ ઉપાય કરોડમતિ, કરી જુવોને કોય,
આરંભ્યું અધવચ રહે હરિ કરે સો હોય

## વિભાગ ૬ ઠો સમાપ્ત.

संपूर्णम्